# પ્રકાશકનું નિવેદન

પંડિત જવાહરલાલ નહેરુનુ જીવન અને તેમના જીવનમા બનેના પ્રસંગો શ્રી મુકુલભાઈ કલાર્થીએ અહીં રજૂ કર્યા છે મહાનુભાવોનુ જીવન અને તેમા બનેલી મહત્ત્વની ઘટનાઓ પ્રજાના સત્ત્વને જાગ્રત કરે છે જીવનના જુદા જુદા પ્રસગોએ મહાપુરુષો કેવુ આચરણ કરે છે તે જાણવાની જિજ્ઞાસા સાધારણ રીતે મનુષ્યમા હોય છે એટલે આ પ્રકારના પુસ્તક એવી જિજ્ઞાસાને સતોષે છે

સરળ ભાષામા જવાહરલાલ નહેરુની જીવનઝરમર અને તેના પ્રસગો નિરૂપીને તેમના જીવનના પ્રેરણાત્મક અંશો શ્રી મુકુલભાઈ કલાર્થીએ અહીં આપ્યા છે ભારતના લાડીલા અને બાળકોના પ્રિય નહેરુચાચાની જીવનગાથા તૈયાર કરવા માટે શ્રી મુકુલભાઈએ તેમના વિષે મળતુ ઘણુ બધુ સાહિત્ય વાચીને, તેનો તલસ્પર્શી અભ્યાસ કરીને પ્રસ્તુત પુસ્તક તૈયાર કર્યું છે

મહાન વ્યક્તિઓના જીવનના નાનામોટા પ્રસગો સમગ્રપણે એમના વ્યક્તિત્વને પ્રત્યયકારી અને જીવતુ બનાવે છે એ નાનામોટા પ્રસગો જાણવાથી જ એવા મહાપુરુષને આપણે આપણા હૃદયમા વસાવી શકીએ છીએ શ્રી મુકુલભાઈ કલાર્થીએ જવાહરલાલ નહેરુના જીવનમાથી એક સો પ્રસગો ભેગા કરી વાચકો માટે સુંદર, સ્વાદિષ્ટ, રોચક અને પૌષ્ટિક ખોરાક પૂરો પાડયો છે આ પ્રસગો એટલા રોચક, દિલચસ્પ અને આકર્ષક છે કે વાચક પુસ્તકનુ ગમે તે પાનુ ઉઘાડે અથવા ગમે તે પ્રસગ વાચે તોપણ એને એમા રસાનદ મળવાનો જ, એ નિ શક છે

સ્વાતંત્ર્યસંગ્રામના અગ્રણી યોદ્ધા, કોંગ્રેસના પ્રમુખ, સ્વતંત્ર ભારતના પ્રથમ વડાપ્રધાન, વિશ્વવિખ્યાત રાજપુરુષ તથા વિશ્વશાંતિના પ્રણેતા જવાહરલાલ નહેરુના જીવનના આ પ્રસંગોમાં તેમની માનવતાની સાથે સાથે એમની મહાનુભાવતા, સહૃદયતા, ગુણજ્ઞતા, સહનશીલતા, ખેલદિલી, મિત્રો, સ્વજનો અને સાથીઓ પ્રત્યેની વત્સલતા, આતિથ્યભાવના, નીડરતા અને સેવાવૃત્તિ, સાહસપ્રિયતા, દાંપત્યભાવના તથા સિદ્ધાંતપ્રિયતા વગેરે ઝળહળતા ગુણો બહાર લાવવામાં આવ્યા છે. ઉપરાંત, એમની શરમાળ વૃત્તિ, દેશદાઝ, મનુષ્યપરીક્ષા, નિર્લોભીપણું, આત્મનિરીક્ષણની વૃત્તિ, સ્થિતપ્રજ્ઞતા, સ્પષ્ટવક્તૃતા, સદા જાગૃત રહેવાની ટેવ તથા જનતામાં લોકપ્રિયતા જાળવી રાખવાની વિરલ કળા વગેરે જીવનના ગુણો દર્શાવતા પ્રસંગો રસદાયક જણાશે તેવી આશા છે.

સંપાદકે વીણી આપેલા આ પ્રસંગો અને જીવનઝરમર વાચકોને રુચિકર નીવડશે. જીવનને પોષક એવું સાહિત્ય વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થાય છે, ને ગુજરાતની પ્રજાને એ ગમે છે તેથી તેનો આવકાર પણ સારો થાય છે એટલે આવા પ્રયત્નો કરવામાં અમને ઉત્સાહ અને શ્રદ્ધા રહે છે. આશા છે કે પ્રસ્તુત પુસ્તક પણ ગુજરાતની પ્રજાને ગમશે.

અમદાવાદ
૧૦-૧-૬૮

રામલાલ પરીખ

# અનુક્રમણિકા

# જવાહરની જીવન-ઝરમર

"દૂરવર્તી પર્વતો સહેલાઈથી પહોંચી અને ચડી શકાય એવા લાગે છે; એનું શિખર આમંત્રણ આપતું દેખાય છે. પણ જેમ જેમ આપણે નજીક જઈએ છીએ, તેમ તેમ મુશ્કેલીઓ ઉત્પન્ન થતી જાય છે. જેમ જેમ ઉપર ચડતા જઈએ છીએ તેમ તેમ પ્રવાસ કઠણ લાગતો જાય છે. અને શિખર વાદળાંમાં સંતાતું જણાય છે. છતાં ચડવાના પ્રયત્નમાં જ અનોખું મૂલ્ય રહેલું છે, અને એમાં જ એક પ્રકારનો આનંદ અને સંતોષ મળે છે. કદાચ પુરુષાર્થમાં જ જીવનનું મૂલ્ય હશે, ફળમાં નહીં.

"ઘણી વાર સાચો માર્ગ કયો તે ઠરાવવું મુશ્કેલ હોય છે. કયો સાચો નથી તે જાણવું વધારે સહેલું હોય છે; અને તેને ટાળી શકીએ તોયે ઘણું છે. નમ્ર ભાવે મહાન સૉક્રેટીસના છેલ્લા શબ્દોમાં કહું તો, 'મરણ શું છે તે હું જાણતો નથી—કદાચ તે સારી વસ્તુ હોય; મને તેનો ડર નથી. પણ એટલી વાત તો હું જાણું છું કે માણસે પોતાનાં ભૂતકાળનાં કર્મોથી ભાગવું એ ખરાબ છે; અને તેથી હું જે ખરાબ છે તે કરતાં જે સારું હોવાનો સંભવ છે તેને વધારે પસંદ કરું છું.'"

જવાહરલાલ નેહરુ

## ૧

પંડિત જવાહરલાલ નેહરુનું મૂળ વતન કાશ્મીર. અઢારમી સદીની શરૂઆતમાં એમના એક વડવા શ્રી રાજ કૌલ કીર્તિ અને ધન કમાવાની આશાએ કાશ્મીરની પાહાડી ખીણમાંથી નીચેના ફળદ્રુપ મેદાનમાં ઊતરી આવ્યા હતા.

# જવાહરની જીવન-ઝરમર

"દૂરવર્તી પર્વતો સહેલાઈથી પહોંચી અને ચડી શકાય એવા લાગે છે; એનું શિખર આમંત્રણ આપતું દેખાય છે. પણ જેમ જેમ આપણે નજીક જઈએ છીએ, તેમ તેમ મુશ્કેલીઓ ઉત્પન્ન થતી જાય છે. જેમ જેમ ઉપર ચડતા જઈએ છીએ તેમ તેમ પ્રવાસ કઠણ લાગતો જાય છે. અને શિખર વાદળાંમાં સંતાતું જણાય છે. છતાં ચડવાના પ્રયત્નમાં જ અનોખું મૂલ્ય રહેલું છે, અને એમાં જ એક પ્રકારનો આનંદ અને સંતોષ મળે છે. કદાચ પુરુષાર્થમાં જ જીવનનું મૂલ્ય હશે, ફળમાં નહીં.

"ઘણી વાર સાચો માર્ગ કયો તે ઠરાવવું મુશ્કેલ હોય છે. કયો સાચો નથી તે જાણવું વધારે સહેલું હોય છે; અને તેને ટાળી શકીએ તોયે ઘણું છે. નમ્ર ભાવે મહાન સૉક્રેટીસના છેલ્લા શબ્દોમાં કહું તો, 'મરણ શું છે તે હું જાણતો નથી—કદાચ તે સારી વસ્તુ હોય; મને તેનો ડર નથી. પણ એટલી વાત તો હું જાણું છું કે માણસે પોતાનાં ભૂતકાળનાં કર્મોથી ભાગવું એ ખરાબ છે; અને તેથી હું જે ખરાબ છે તે કરતાં જે સારું હોવાનો સંભવ છે તેને વધારે પસંદ કરું છું.'"

જવાહરલાલ નેહરુ

## ૧

પંડિત જવાહરલાલ નેહરુનું મૂળ વતન કાશ્મીર. અઢારમી સદીની શરૂઆતમાં એમના એક વડવા શ્રી રાજ કૌલ કીર્તિ અને ધન કમાવાની આશાએ કાશ્મીરની પહાડી ખીણમાંથી નીચેના ફળદ્રુપ મેદાનમાં ઊતરી આવ્યા હતા.

તે વખતે ફરુખશિયર દિલ્હીનો મોગલ બાદશાહ હતો. તે એક વાર કાશ્મીર ગયો હતો. શ્રી રાજ કૌલ તરફ તે આકર્ષાયો હતો તેની જ પ્રેરણાથી રાજ કૌલ મોગલોની રાજધાની દિલ્હીમા આવીને વસ્યા. બાદશાહ તરફથી તેમને એક મકાન તથા થોડી જમીન બક્ષિસ આપવામા આવ્યા હતા.

શ્રી રાજ કૌલનુ આ મકાન એક નહેરને કાઠે આવેલુ હતું એટલે એ ઘરવાળાઓ 'નેહરુ' તરીકે બધે ઓળખાવા લાગ્યા કૌલ એ કુટુબનુ નામ હતુ તે કૌલ-નેહરુ થયુ, અને વરસો જતા કૌલ સાવ નીકળી જ ગયુ અને તેઓ નેહરુ અટકથી ઓળખાવા લાગ્યા

જવાહરના દાદાજી ગગાધર નેહરુ ૧૮૫૭ની રાજ્ય-ક્રાન્તિ અગાઉ કેટલોક વખત દિલ્હીના કોટવાલ હતા પણ બળવાની ઊથલપાથલમા તેમની પાસે જે કઈ હતુ તે બધુ ખોઈ બેઠા તેથી દિલ્હીને રામરામ કરીને પોતાના કુટુબ સાથે તેઓ આગ્રામા જઈને વસ્યા.

કેટલાક વરસો સુધી નેહરુ કુટુબ આગ્રામાં જ રહ્યુ. અહીં જવાહરના પિતાશ્રી મોતીલાલનો જન્મ ૧૮૬૧ના મે મહિનાની ૬ઠ્ઠી તારીખે થયો ખૂબીની વાત તો એ બની કે ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરનો જન્મ પણ એ જ દિવસે થયો હતો.

પરતુ મોતીલાલનો જન્મ થયો તેના ત્રણ મહિના આગળ જ ગગાધર દાદા સ્વર્ગવાસી થયા હતા તેથી કુટુબનો

ભાર જવાહરના બે કાકા ઉપર જ આવી પડયો હતો. તેઓ મોતીલાલ કરતાં ઘણુ મોટા હતા. નાના કાકા નંદલાલની સાથે જ મોતીલાલ રહેતા અને એમની જ છાયા તથા હૂંફમાં ઊછર્યા હતા. નાના કાકા આગ્રામાં નવી સ્થપાયેલી વડી અદાલતમાં વકીલાત કરતા હતા. જ્યારે એ અદાલત આગ્રાથી અલ્લાહાબાદ ખસેડવામાં આવી ત્યારે એમનું આખું કુટુંબ અલ્લાહાબાદ આવીને વસ્યું.

મોતીલાલે પણ વકીલાતનો અભ્યાસ કરીને અલ્લાહાબાદમાં વકીલનો ધંધો શરૂ કર્યો. ત્યાં તો એમના ભાઈ નંદલાલ એકાએક અવસાન પામ્યા ! આમ, નાની ઉંમરમાં જ મોટું કુટુંબ સંભાળવાનો બોજો મોટે ભાગે મોતીલાલ ઉપર જ આવી પડયો. એમના ભાઈના ઘણાખરા કેસો એમની પાસે જ આવતા. એમાં તેઓ જીતતા, એટલે ધંધામાં સફળતા મેળવવાના તેમના જે મનોરથો હતા એ સહેજે ફળ્યા. તેમનું કામ પણ વધવા માંડ્યું અને ટંકશાળ પણ પડવા લાગી.

૨

સતત વધતી જતી આવકને લીધે નેહરુ કુટુંબની રહેણીકરણી બદલાતી ગઈ, કારણ કે આવક વધે એટલે ખરચ વધે જ. વળી મોતીલાલજી ભારે દિલદાર હોવાને લીધે અને દરેક રીતે સુખચેનમાં રહેવાના શોખીન હતા; તેથી તેઓ જેટલુ કમાતા તેટલું ખરચી નાખવામાં પાછી પાની કરતા નહીં.

જવાહરનો જન્મ ૧૮૮૯ના નવેમ્બર મહિનાની ૧૪મી તારીખે થયો. એમનાં માતુશ્રીનું નામ હતું સ્વરૂપરાણી.

તેઓ પણ લાહોરના એક ખાનદાન કાશ્મીરી કુટુંબની કન્યા હતાં.

જવાહરના જન્મ વખતે મોતીલાલજી અલ્લાહાબાદના એક ગીચ લત્તામાં આવેલા ઘરમાં રહેતા હતા.

જવાહર ત્રણ વરસના થયા, ત્યારે જ્યાં મોટે ભાગે યુરોપિયનો જ રહેતા હતા એવા એક નવા વસેલા લત્તામાં મોટો બંગલો ભાડે રાખીને ત્યાં તેઓ રહેવા ગયા.

જવાહર પોતાની 'આત્મકથા'માં બાળપણ વિષે લખતાં કહે છે:

"સુખી ઘરમાં એકનો એક છોકરો મોઢે ચડાવેલો જ હોય—હિંદુસ્તાનમાં તો વિશેષે કરીને. તેમાંયે જો તે અગિયાર વરસનો થતાં સુધી એકનો એક જ રહ્યો, તો તો લાડની ખરાબીમાંથી તે ન જ બચી શકે."

જવાહરની બે બહેનો સરૂપ અને કૃષ્ણા પૈકી પહેલી જવાહર અગિયાર વરસના થયા ત્યારે અને બીજી તો એ પછી ઘણાં વરસ બાદ, જવાહર અભ્યાસ માટે ઇંગ્લંડ ગયા એ સમયમાં જન્મી હતી.

એટલે આવડા મોટા ઘરમાં જવાહરનું બાળપણ એકલવાયી સ્થિતિમાં જ વીત્યું. આમ તો ઘરમાં નોકર-ચાકરોનો મોટો કાફલો હતો અને તેમનાં પિત્રાઈ ભાઈભાંડુઓ પણ ઘણાં હતાં, પરંતુ જેની સાથે તેઓ છૂટથી હળીમળી શકે અને રમીફરી શકે એવું કોઈ બાળક ત્યાં નહોતું. જવાહર આ બાબતમાં લખે છે: "તેથી શરૂનાં વર્ષોમાં હું એકલવાયો

જ ઊછર્યો. મારી ઉંમરનો કોઈ સાથી મારે ન હતો. નિશાળના ગોઠિયા પણ કોઈ ન હતા, કેમ કે, મને કોઈ બાળમંદિરમાં કે કોઈ શાળામાં મૂકવામાં આવ્યો નહોતો.”

## ૩

માતાપિતા વિશે જવાહરે ‘આત્મકથા’માં લખ્યું છે:

“મને મારા પિતા પ્રત્યે જ ખૂબ જ માન હતું. મને તો એઓ બળ, હિંમત અને હોશિયારીની મૂર્તિ લાગતા. બીજા બધા એમની સરખામણીમાં તુચ્છ લાગતા. અને હું મોટો થઈને એમના જેવો જ થઈશ એવું સ્વપ્ન હું સેવતો. પણ નોકરો અને બીજાઓ ઉપર એમનો પિત્તો ઊકળતો હું જોતો, ત્યારે હું ભયથી ધ્રૂજી ઊઠતો. એમનો મિજાજ તો ખરેખર તોબા પોકરાવે એવો હતો, અને પાછલાં વર્ષોમાં પણ એવો વિકરાળ મિજાજ મેં કોઈનો જોયો હોય એમ મને યાદ નથી.

“પણ સારા નસીબે એમની વિનોદશક્તિ તીવ્ર હતી, અને વજ્ર જેવા સંકલ્પબળને લીધે સામાન્ય રીતે તેઓ પોતાના ઉપર કાબૂ રાખી શકતા. જેમ જેમ ઉંમર થતી ગઈ તેમ તેમ તેમની સંયમશક્તિ પણ વધતી ગઈ, અને પહેલાંના જેવું ભીષણ સ્વરૂપ તેઓ ક્વચિત જ ધારણ કરતા જોવામાં આવતા.

“પિતાના કરતાં મારો વધારે સમય માતાની સાથે જ જતો, એટલે તેની સાથે હું વધારે નિકટતા અનુભવતો; અને જે વસ્તુ પિતાને કહેવાની સ્વપ્ને પણ મારી હિંમત ન

ચાલે તે હું સુખેથી માતાની આગળ ઠાલવતો. મને એની જરાય બીક જ ન લાગતી, કારણ કે, હું જાણુતો હતો કે, હું ગમે તે કરું તોપણ એ કાંઈ નહીં બોલે, અને આ એના અત્યંત અને આંધળા પ્રેમને લીધે હું એના ઉપર શિરજોરી પણ ચલાવતો."

માતુશ્રી ઉપરાંત એક બીજા પણ હતા, જેમની આગળ તે વેળા બાળક જવાહર પોતાનું દિલ ઠાલવી શકતા હતા. તે હતા એમના પિતાના મુનશી મુબારકઅલી. જવાહરની બાળક આંખને એમની ધોળી દાઢી કોઈ અતિ પ્રાચીન પુરુષનો અને પ્રાચીન કથાઓના ભંડારનો ખ્યાલ આપતી. જવાહર ઘણીયે વાર મુનશીચાચાની સોડમાં ભરાઈને એમની અખૂટ વાતો કલાકોના કલાક સુધી સાંભળતાં ધરાતા નહીં. એ વાતોમાં અરેબિયન નાઈટ્સમાંની કે એવી જ બીજી હોય, અથવા તો ૧૮૫૭–૫૮ના જમાનામાં બનેલા કિસ્સાઓનું વર્ણન હોય. બીજી પણ ઘણી વાર્તાઓ જવાહર તે વખતે સાંભળતા. એમનાં માતુશ્રી અને કાકી રામાયણ-મહાભારતમાંથી અને હિંદુ પુરાણોમાંથી અનેક- કથાઓ એમને સંભળાવતાં.

તે વખતે ધર્મ વિશેના તેમના ખ્યાલો બહુ જ ઝાંખા હતા. ધર્મ તો સ્ત્રીઓ માટે જ હોય એમ તેઓ માનતા. એમના પિતાશ્રી અને એમના વડીલ પિત્રાઈઓ એ પ્રશ્નને હસી કાઢતા તથા એનો ગંભીર વિચાર કરવાની ના પાડતા. કુટુંબની સ્ત્રીઓ તો વખતોવખત અનેક ધર્મક્રિયાઓ કરાવે અને પૂજાપાઠ પણ કરે. આ બધામાં બાળ જવાહરને મજા પડતી. આપણાં કેટલાંય નાનાંમોટાં પર્વો અને વારતહેવારો

—જેવાં કે રક્ષાબંધન, ભાઈબીજ વગેરે—એમને ત્યાં ઊજવાતાં હતાં.

પરંતુ આ બધા ઉત્સવો કરતાં જવાહરને બાળપણમાં વધુ રસ પડતો એવો તો વરસનો એક જ હતો — જેમાં એમને જ મુખ્ય ભાગ ભજવવાનો રહેતો. એ હતો એમની વરસગાંઠનો ઉત્સવ-દિન. એ વિષે જવાહર 'આત્મકથા'માં લખે છે:

' "તે દિવસે મારા જેટલુ કામ કોઈને નહીં! સવારે વહેલો એક મોટા ત્રાજવામાં મને તોળવામાં આવે. એક પલ્લામાં ઘઉં અને બીજી ચીજો, અને બીજા પલ્લામાં હું. ઘઉં અને બીજી ચીજો ગરીબોને વહેંચાય. અને પછી નવાં નવાં કપડાંમાં શણગારાઈને મારે વડીલો પાસેથી ભેટો લેવાની હોય. સાંજના તો ઘરમાં મિજબાની અપાય. હુ તો જાણે તે દિવસનો રાજા!

"મને દુઃખ ખાસ એ વાતનું હતું કે આ જન્મગાંઠ માત્ર વર્ષને એકાદ વચલે દિવસે જ આવતી. મેં તો જન્મ-દિવસો વારવાર ઊજવવામાં આવે એ માટે ચળવળ ઉઠાવ-વાનું પણ કલ્પ્યુ હતું—તે વખતે મને થોડી જ કલ્પના હતી કે એક દિવસ એવો આવશે કે જ્યારે જન્મદિવસ એ જિંદગીમાંથી ઓછાં થયેલાં વરસોની દુઃખદ સ્મૃતિરૂપ લાગશે?"

ભવન' રાખવામાં આવ્યું. આ ઘરને એક મોટો બાગ હતો અને સ્નાનકુંડ હતો. વિશાળ સ્નાનકુંડ ઘરમાં હોવાને લીધે જવાહર થોડા વખતમાં જ તરતાં શીખી ગયા અને પાણીમાં પડતાં કે ડૂબકી મારતાં તેમને જરાયે ડર ન લાગતો. ઉનાળાના લાંબા દિવસોમાં ગમે ત્યારે અને ગમે તેટલી વાર તેઓ કુંડમાં જઈને પડતા.

જવાહર અગિયાર વર્ષના થયા તે વખતે ઘરમાં એક એવી ઘટના બની કે એમનું ધ્યાન બીજી બધી વાતોમાંથી નીકળીને એમા પરોવાઈ ગયુ.

એ ઘટના તે એમની બહેન સ્રરૂપનો જન્મ. આ પ્રસંગ વિષે જવાહર કહે છેઃ

"કેટલાય સમયથી મને મનમાં ખટકતું તો હતું જ કે, બીજા સૌને ભાઈબહેનો છે અને મને નથી; એટલે હવે અમારા ઘરમાં એક નાનકડું ભાંડરું આવશે એ વાતથી મારા હરખનો પાર ન રહ્યો. એ વેળા મારા પિતા તો યુરોપમાં હતા. વરંડામાં ઊભો ઊભો હું રાહ જોતો હતો કે, ભાઈ આવે છે કે બહેન? ત્યાં તો એક દાક્તરે આવીને મને કહ્યું કે, 'બહેન આવી છે.' અને સાથે સાથે મજાકમાં એમ ઉમેર્યું કે, 'ઈશ્વરનો પાડ માન કે ભાઈ નથી, નહીં તો તારી સાથે ભાગ પડાવત!' રખેને મારો કોઈ ભાગિયો પેદા થશે એવો હલકો ડર મનમાં હોઈ શકે છે, એવો વિચાર જ કેમ કોઈને આવી શકે? આ વાતથી મને ભારે દુઃખ લાગ્યું અને ચીડ ચડી."

૪

આપણે આગળ જોઈ ગયા કે જવાહરને બાળપણમાં કોઈ બાળમંદિર કે કોઈ શાળામાં ભણવા મૂક્યા નહોતા. ઘરમાં એમની સાથે રહી એમને શીખવનાર શિક્ષિકા અથવા બહારના ખાનગી શિક્ષકો દ્વારા એમને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી.

એમની અગિયારેક વર્ષની ઉંમરે એમને માટે ફર્ડિનન્ડ ટી. બ્રુક્સ નામના શિક્ષકને ઘરમાં રાખવામાં આવ્યા. બ્રુક્સે એમનામાં વાંચવાનો શોખ ઉત્પન્ન કર્યો. અને જવાહરે એ રીતે ઘણાં અંગ્રેજી પુસ્તકો વાંચી નાખ્યાં. બાળકોનું અને કુમારોનું સાહિત્ય પણ એમણે સારી પેઠે વાંચ્યુ હતું. એમને કાવ્યો તરફ પણ રુચિ પેદા થઈ.

વળી બ્રુક્સે વિજ્ઞાનની ખૂબીઓમાં પણ એમને ચંચુપાત કરાવ્યો. બંનેએ મળીને એક નાનકડી પ્રયોગશાળા બનાવી દીધી હતી. ત્યાં પ્રાથમિક પદાર્થવિજ્ઞાન અને રસાયણના પ્રયોગોમાં જવાહર કલાકોના કલાકો તલ્લીન રહેતા.

એ વખતે એમના બીજા કોઈ શિક્ષક હોય તો તે એક જ. તે હતા એક વયોવૃદ્ધ પંડિત. એમને જવાહર કદી ભૂલ્યા નહોતા. એમને હિંદી અને સંસ્કૃત શીખવવાનું એ પંડિતજીને સોંપાયેલુ હતું. પણ ઘણાં વર્ષના પ્રયત્ન પછી પણ એ તેમને ઝાઝું ભાથું આપી શક્યા નહોતા. જવાહર એ બાબતમાં કહે છે: "આમાં દોષ બેશક મારો હતો.

ભાષાઓ શીખવામાં હું કુશળ ન કહેવાઉં, અને વ્યાકરણ તો મને કદી ગમ્યું જ નથી.”

એફ. ટી. બ્રુકસની જવાહરના જીવનઘડતરમાં બીજી પણ એક અસર પડી હતી. તે કટ્ટર થિયૉસૉફિસ્ટ હતા. જવાહર પણ એ રંગે રંગાયા. અને શ્રીમતી ઍની બેસંટે જ એમને દીક્ષા આપવાની ક્રિયા કરી હતી. પરંતુ મોટપણે જવાહર ઉપર એની કશી અસર રહી નહીં.

૫.

આ જ વય દરમિયાન જવાહરના મન ઉપર અંગ્રેજી રાજ્ય વિરોધી સંસ્કારો પણ પડ્યા. એ તેમને તેમના પિતરાઈઓ તરફથી મળ્યા. તેઓ જવાહરને અંગ્રેજો તથા યુરોપિયનોના હિંદીઓ પ્રત્યેના તુમાખીભર્યાં વર્તાવની અને તેમની અપમાનભરી રીતભાતની તેમ જ આપણા દેશમાં તેઓ વિશિષ્ટ પ્રકારના હકો અને સુખસગવડો ભોગવતા હતા તેની અનેક વાતો કહેતા.

આ વાતોની જવાહરના બાળમાનસ પર ઊંડી અસર થવા પામી. જવાહર કહે છે: “મારા દેશ ઉપર પરદેશી કાર્યકર્તા આવીને આવી ગેરવર્તણૂક ચલાવે તેની સામે મને સખત ચીડ ચડતી અને જ્યારે કોઈ હિંદી થપાટની સામે થપાટ ઠોકતો ત્યારે હું રાજી થતો.”

આમ, પરદેશી અમલ સામેના વિરોધની તથા તેનો પ્રતિકાર કરવાની ભાવનાનાં બીજ તેમના અંતરમાં છેક બાળપણથી જ રોપાયાં હતાં. આમ છતાં તેમને અંગ્રેજો

તરીકે અંગ્રેજો સામે કોઈ પણ જાતનો દ્વેષ ન હતો. તેમને માટે અંગ્રેજ શિક્ષક તથા શિક્ષિકાઓ રાખવામાં આવ્યાં હતાં અને મોતીલાલજીના અનેક અગ્રેજ મિત્રો તેમને વારંવાર મળવા આવતા, એને પરિણામે જવાહરના દિલમાં અંગ્રેજોને માટે માન હતું જ.

આ અરસામાં બીજી એક ઘટનાની અસર જવાહરની ઉપર થયેલી તે એ કે રશિયા અને જાપાન વચ્ચેની લડાઈ. જવાહર જાપાનની જીતોની વાત સાંભળતા ત્યારે એમના ઉત્સાહનો પાર ન રહેતો; અને રોજ રોજ નવી નવી ખબરો જાણવાને તેઓ ઉત્સુક રહેતા. જાપાન વિષે અનેક પુસ્તકો પણ તેમણે ખરીદ્યાં અને તેમાંનાં કેટલાંક વાંચવાનો પ્રયત્ન પણ કર્યો હતો.

આથી, રાષ્ટ્રીયતાના વિચારો એમના મનમાં ઊભરાવા લાગ્યા. હિંદના સ્વાતંત્ર્યના અને યુરોપની ગુલામીમાથી એશિયાની મુક્તિના વિચારો એમને આવવા લાગ્યા. વીરોચિત પરાક્રમોનાં સ્વપ્નાં તેઓ સેવવા લાગ્યા અને 'ક્યારે હું તલવાર લઈને હિંદમાતા માટે રણમાં ઝૂમી તેને મુક્ત કરું', એમ તેમને થવા લાગ્યુ.

૬

જવાહર પંદર વર્ષના થયા ત્યારે ૧૯૦૫ના મે માસમાં એમનાં માતાપિતા, એમની નાનકડી બહેન સરૂપ અને જવાહર એમ બધાં જ ઇંગ્લંડ જવા ઊપડ્યાં.

લંડન નજીક પહોંચતાં પહોંચતાં ગાડીમાં જવાહરે છાપામાં વાંચ્યુ કે, રશિયા સાથેના નૌકાયુદ્ધમાં જાપાને યુગપ્રવર્તક વિજય મેળવ્યો છે. એ સમાચાર વાંચીને જવાહરને અપાર આનંદ થયો.

ઇંગ્લંડ જવાનું મુખ્ય કારણ તો જવાહરને ત્યાંની નિશાળમાં ભણવા મૂકવાનું હતું. તે જમાનામાં હિંદના ધનિક અને કેળવાયેલા વર્ગના લોકોમાં એવી માન્યતા પ્રવર્તતી હતી કે, ઉત્તમ કેળવણી તો ઇંગ્લંડમાં જ મળી શકે. આમ હોવાથી, જવાહર મોતીલાલજીના એકના એક પુત્ર હતા, તેમણે એમને ભારે લાડથી ઉછેર્યા હતા અને એમના ઉપર તેમનો અપાર પ્રેમ હતો, તેમ છતાં મોતીલાલજીએ જવાહરને ઇંગ્લંડ ભણવા મોકલવાનો નિર્ણય કર્યો હતો.

હેરોની શાળામાં સારે નસીબે એક જગ્યા ખાલી હતી, નહીં તો જવાહરને એમાં દાખલ થવું મુશ્કેલ પડત. કારણ દાખલ થવાને માટે ઉંમર જોઈએ એના કરતાં જવાહર સહેજ મોટા હતા.

શરૂઆતમાં જવાહરને નીચલા ધોરણમાં મૂકવામાં આવ્યા, કારણ એમનું લૅટિનનું જ્ઞાન અલ્પ હતું. પછી થોડા જ સમયને અંતરે એમને ચડાવવામાં આવ્યા.

જવાહરનું કુટુંબ તો જવાહરને હૅરોની શાળામાં મૂકીને યુરોપના પ્રવાસે ગયુ અને થોડા માસ બધે ફરીને પાછું દેશમાં આવી પહોંચ્યુ.

હેરોની શાળામાં ઘણા વિષયોમાં કદાચ, અને ખાસ કરીને સામાન્ય જ્ઞાનમાં, એમના સમોવડિયા વિદ્યાર્થીઓ કરતાં જવાહર આગળ હતા. એમને પોતાના ઘણાખરા સહાધ્યાયીઓ કરતાં ઘણા વધારે વિષયોમાં રસ પડતો, અને પુસ્તકો તથા છાપાં પણ તેમના કરતા જવાહર બહુ વધારે વાંચતા. તે વેળાએ જવાહરે એમના પિતાને લખ્યુ પણ હતું કે, 'અહીંના છોકરાઓ તો એવા ઠ છે કે એમને રમતગમત સિવાય બીજા એકે વિષય વિષે વાતો કરતાં આવડતું નથી!'

તે વખતનો એક પ્રસંગ છે. ૧૯૦૫ની સાલની આખરમાં ઇંગ્લંડમાં સામાન્ય ચૂંટણી થઈ હતી.

જવાહર પ્રથમથી જ છાપાં ખૂબ રસપૂર્વક વાંચતા હતા. આ ચૂંટણીમાં થતો ભાતભાતનો પ્રચાર અને ચૂંટણીનાં પરિણામો પણ તેઓ ખૂબ જ રસથી વાંચતા હતા.

આ ચૂંટણીનું પરિણામ બહાર પડ્યા પછી એક મહિનો વીતી ગયો હતો. એક વાર વર્ગશિક્ષકે વર્ગમાં ચૂંટણી તથા તેનાં પરિણામ વિષે વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછ્યા.

વર્ગમાં જવાહર સિવાય બધા જ વિદ્યાર્થીઓ અંગ્રેજ હતા. પરતુ કોઈ પણ અંગ્રેજ વિદ્યાર્થી એક પણ પ્રશ્નનો સંતોષકારક જવાબ ન આપી શક્યો.

આખરે જવાહરનો વારો આવ્યો. જવાહરે એક પછી એક બધા જ પ્રશ્નોના સચોટ જવાબ આપ્યા. પ્રધાનો, પ્રધાનોનાં ખાતાં વગેરેથી માંડીને ચૂંટણીની ઝીણામાં ઝીણી વિગતો પણ તેમણે આપી.

શાળામાં સારા અભ્યાસ માટે એમને એક વાર ગૅરીબાલ્ડીનું જીવનચરિત ઇનામમાં મળ્યું હતું. એ જીવન-ચરિતે એમને ચકિત કર્યા અને તુરત જ એ પુસ્તકની સાથે પ્રગટ થયેલાં એ જ કક્ષાનાં એ જ વિષયનાં બીજાં પુસ્તકો પણ જવાહર લઈ આવ્યા અને ગૅરીબાલ્ડીની જીવનકથા તેમણે બહુ ધ્યાનપૂર્વક એમાંથી વાંચી. હિંદમાં આવાં પરાક્રમો કરવાનાં સ્વપ્નાં જવાહરને આવવા લાગ્યાં. શૌર્યભર્યા સ્વાતંત્ર્ય-યુદ્ધની તેઓ ઝંખના કરવા લાગ્યા.

પછી જવાહર કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજમાં ૧૯૦૭ના ઑક્ટોબર મહિનાની શરૂઆતમાં દાખલ થયા. આ કૉલેજમાં તેઓ ત્રણ વર્ષ રહ્યા. ૧૯૧૦માં ડિગ્રી લઈને એમણે કેમ્બ્રિજ છોડ્યું. પછીનાં બે વરસ તેઓ લંડનની આસપાસ બધે ફરી આવ્યા.

૧૯૧૨ના ઉનાળામાં જવાહર બૅરિસ્ટર થયા. પછી શિયાળો આવતાં વિલાયતમાં સાત વર્ષ પૂરાં કરીને હિંદ પાછા આવ્યા.

૭

૧૯૧૨ની આખરે હિંદમાં રાજકાજ સાવ ફિક્કું લાગતું હતું. મહાસભા એટલે દર વર્ષે ભેગા થઈ થોડા નજીવા ઠરાવો પસાર કરીને છૂટા પડનારા ખોબા જેટલા મધ્યમમાર્ગીઓ. એની ભાગ્યે જ કોઈને દેશમાં પડી હતી.

૧૯૧૨ના નાતાલમાં મળેલી બાંકીપુરની મહાસભામાં જવાહર પ્રતિનિધિ તરીકે ગયા હતા. ટાપટીપથી કોટપાટલૂન

પહેરીને આવનારા થોડા ઉપલા વર્ગના અંગ્રેજી જાણનારા હિંદીઓ સિવાય ત્યાં કોઈ ન હતું.

પછી જવાહરે વકીલાત કરવા માંડી. તેઓ હાઈકોર્ટમાં જવા લાગ્યા. શરૂઆતમાં તેમને એ કામ અમુક અંશે ગમતું હતું. પણ ધીમે ધીમે એમને એમાં શુષ્કતા લાગવા માંડી. એમને થયુ કે, 'હુ નિરર્થક અને હેતુ વિનાના જીવનના લૂખા ક્રમમાં ખૂંચતો જાઉં છું!' તેઓ આસપાસના જીવનથી કંટાળવા લાગ્યા. તેઓ મહાસભામાં જોડાયા અને એની બેઠકોમાં વખતોવખત ભાગ લેવા લાગ્યા.

એ વરસોમાં જવાહરના ઘરમાં રાજકીય પ્રશ્નો પર ગરમાગરમ ચર્ચા ચાલતી અને જ્યારે કોઈ એવા પ્રશ્નો ઉપાડતું ત્યારે વાતાવરણ તંગ બની જતું.

ગરમ રાજકારણ તરફ ઢળતો જતો જવાહરનો ઝોક, વાણીના રાજકારણ વિષેની તેમની આકરી ટીકા અને કંઈ પણ અમલી કાર્ય કરવા માટેનો તેમનો આગ્રહ મોતીલાલજી બહુ જ ચિંતાથી નિહાળી રહ્યા હતા. તેમને ચિંતા એ હતી કે, જવાહર તે વખતના બંગાળી યુવકોની હિંસક નીતિના પ્રવાહમાં ખેંચાઈ તો ન જાયને? તેમના દિલમાં પણ એ અરસામાં ભારે મનોમંથન ચાલી રહ્યું હતું.

આ મનોમંથનના ગાળા દરમ્યાન જ, ૧૯૧૬ની સાલમાં વસંતપંચમીને દિવસે દિલ્હી શહેરમાં ત્યાંના એક કાશ્મીરી કુટુંબની કમલા નામની કન્યા સાથે જવાહરનું લગ્ન થયુ. મોતીલાલજી જેવા મહાનુભાવના એકના એક દીકરાના લગ્નનો

પ્રસંગ, પછી એમાં ઠાઠમાઠ, ભપકો, ધામધૂમ અને રંગરાગની શી મણા હોય?

૧૯૧૭ના નવેમ્બર મહિનામાં જવાહરની એકની એક દીકરી ઇંદિરાનો જન્મ થયો.

## ૮

મહાત્મા ગાંધીજીને જવાહર પ્રથમ મળ્યા ૧૯૧૬ની નાતાલમાં—લખનૌ મહાસભા વખતે.

દક્ષિણ આફ્રિકાની ગાંધીજીની વીરતાભરી લડતને કારણે તેમને વિષે જવાહર તેમ જ બીજા યુવાનોના દિલમાં અપાર આદર હતો; પરંતુ ગાંધીજીની તેમને હજી નહીં જેવી જ ઓળખ હોવાથી જવાહર ગાંધીજી તરફ આકર્ષાયા નહોતા. તે વખતે ગાંધીજી તેમને 'બહુ દૂરવર્તી, અમારાથી ભિન્ન અને રાજકારણથી વિમુખ' લાગ્યા હતા. પરંતુ પછી ચંપારણમાં ત્યાંના નીલવરોના કિસાનો તરફથી ગાંધીજીએ લડત ઉઠાવી અને વિજય મેળવ્યો, તેથી જવાહર વગેરેની છાતી ફુલાઈ ગઈ અને તેઓ સૌ ગાંધીજીની મહત્તા સમજવા લાગ્યા.

તે જમાનાનું અને ગાંધીજીનું જવાહરે સુરેખ ચિત્ર આલેખ્યું છે:

"...ગાંધીજી આપણને આળસ મરડીને ઉઠાડે અને ઊંડા શ્વાસ લેવાને પ્રેરે એવા વાયુના પ્રબળ પ્રવાહ સમાન હતા. અંધકારને વીંધતા પ્રકાશના કિરણની પેઠે તેમણે આપણી

આંખો પરનાં પડળ દૂર કર્યાં; અનેક વસ્તુઓને ઉથલાવી નાખનાર વંટોળની પેઠે, વિશેષે કરીને, લોકોના મનોવ્યાપારમાં તેમણે ઊથલપાથલ કરી નાખી.

"તેઓ આભમાંથી કે સમાજની ટોચ પરથી આવ્યા નહોતા; હિંદની કરોડોની આમજનતામાંથી તેઓ બહાર આવતા લાગતા હતા. તેઓ એ આમજનતાની જ ભાષા બોલતા હતા અને નિરંતર તેની તરફ તેમ જ તેની અતિશય ભયંકર સ્થિતિ તરફ સૌનું લક્ષ ખેંચતા હતા. તેમણે આપણને કહ્યું કે, આ ખેડૂતો અને મજૂરોના શોષણ પર જીવનારા તમે સૌ તેમની પીઠ ઉપરથી ઊતરી જાઓ; આ ગરીબાઈ અને દુઃખો પેદા કરનાર પદ્ધતિ દૂર કરો.

"રાજકીય સ્વતંત્રતાએ પણ ત્યારે નવું સ્વરૂપ ધારણ કર્યું. અને તેમાં નવું તત્ત્વ દાખલ થયું.

"નિર્ભયતા અને સત્ય તેમ જ જનતાનું કલ્યાણ સદાયે નજર આગળ રાખીને એ બન્નેને અનુરૂપ કાર્ય, એ તેમના ઉપદેશનું હાર્દ હતું. આપણા પ્રાચીન ગ્રંથોમાં કહેવામાં આવ્યું છે કે, પ્રજા શું કે વ્યક્તિ શું, અભય એ સૌને માટે સર્વોત્તમ ગુણ છે. અને એ અભય એટલે કેવળ શારીરિક હિંમત નહીં, પણ ચિત્તમાંથી ભયનો સર્વથા અભાવ.

"પરંતુ બ્રિટિશ અમલ નીચે હિંદમાં ભયનું—સર્વ-વ્યાપી, ગૂંગળાવનારા અને ત્રાસજનક ભયનું સામ્રાજ્ય પ્રવર્ત્યું હતું. લશ્કરનો ભય, પોલીસનો ભય, સરકારી અમલદારોનો ભય, પ્રજાને દબાવવા માટે કરવામાં આવેલા કાયદાઓનો

અને જેલખાનાંનો ભય, જમીનદારના મહેસૂલ ઉઘરાવનાર ગુમાસ્તાનો ભય, તથા આંગણામાં સદાયે ખડાં રહેતાં ભૂખમરો અને બેકારીનો ભય!

"આ સર્વવ્યાપી ભયની સામે ગાંધીજીએ શાંત પણ નિશ્ચયયુક્ત સૂરે ઘોષણા કરી: ડરો નહીં.

"પણ એ એટલી સહેલી વાત હતી શું? ના. ભય પોતાની આસપાસ ભ્રમણાની ભૂતાવળ ઊભી કરે છે અને તે વાસ્તવિકતા કરતાં પણ વધારે બિહામણી હોય છે પરંતુ વાસ્તવિકતાનું શાંત ચિત્તે પૃથક્કરણ કરવામા આવે, તેનાં પરિણામો સ્વેચ્છાપૂર્વક સ્વીકારી લેવામા આવે, તો તેની આસપાસનો ઘણોખરો ભય આપોઆપ લુપ્ત થાય છે.

"ગાંધીજી મહાયુદ્ધ દરમ્યાન દક્ષિણ આફ્રિકામાંથી હિંદ આવ્યા અને પોતાના સાથીઓ સાથે સાબરમતી આશ્રમમાં વસ્યા. દક્ષિણ આફ્રિકાની તેમની સત્યાગ્રહની લડત પછી હિંદમાં તેઓ સારી પેઠે મશહૂર થયા હતા.

"૧૯૧૭ની સાલમાં તેઓ બિહારના ચંપારણ જિલ્લાના યુરોપિયન બગીચાવાળાઓના ગરીબ, દુઃખી અને દમનનો ભોગ બનેલા કિસાનોની વહારે ધાયા. અને બગીચાવાળાઓના ત્રાસમાંથી તેઓને મુક્ત કર્યા..."

આમ, ભારતની પ્રજા લાંબા કાળની પરાધીનતાને કારણે હતવીર્ય થઈ ગઈ હતી અને લાચારી અનુભવી રહી હતી તથા પોતાની અપાર દુર્દશામાંથી નીકળવાનો કોઈ આરો તેને દેખાતો ન હોવાથી તે નિરાશામાં ડૂબી ગઈ હતી,

તે વખતે ગાંધીજીએ આવીને હિંદવાસીઓમાં નવો પ્રાણ-સંચાર કર્યો અને રાષ્ટ્રનું સુકાન એમના હાથમાં સોંપવામાં આવ્યુ. આપણા સ્વાતંત્ર્ય-સંગ્રામને નવું જ સ્વરૂપ પ્રાપ્ત થયુ.

૯

ત્યાર પછી તો ગાંધીજીએ દેશમાં ચલાવેલી સ્વાતંત્ર્યની ચળવળમાં જવાહરે સંપૂર્ણપણે ઝંપલાવ્યુ. મોતીલાલજી પણ એ માર્ગે વળ્યા અને આગળ જતાં આખું નેહરુ કુટુંબ આઝાદીની લડતમાં જોડાઈ ગયુ. અહી આપણે ટૂંકમાં એ લડતમાં જવાહરે જે ફાળો આપ્યો એનુ વિહંગાવલોકન કરીશું.

૧૯૧૭–૧૮મા બ્રિટિશ સરકાર સામે ગાંધીજીએ ચંપારણ તથા ખેડામાં લડત ચલાવીને ભારે ફતેહ મેળવી હતી અને હિંદી પ્રજામાં આત્મવિશ્વાસ પ્રેર્યો હતો. ૧૯૧૯ની સાલમાં ગાંધીજી ખૂબ બીમાર પડી ગયા. તેમાંથી સાજા થઈને માંડ ઊઠયા ત્યાં તો દેશભરમાં રોલેટ બિલ સામેનું આંદોલન ફાટી નીકળ્યુ. એ દેશવ્યાપી પોકારમાં ગાંધીજીએ પોતાનો અવાજ પણ ભેળવ્યો.

આ સમય દરમિયાન જવાહરને ગાંધીજીનું પારખું થઈ ગયુ હતું. તેમને હવે ખાતરી થઈ ગઈ હતી કે સમગ્ર રાષ્ટ્રને માથે રાહે દોરે એવા એક ગાંધીજી જ છે. એટલે જ તે વખતનું વર્ણન કરતાં જવાહર કહે છે :

"(ગાંધીજીનો) એ અવાજ, ગમે તે કારણે, બીજા બધા અવાજોથી જુદો હતો. એ અવાજ શાંત અને ધીમો હતો, અને છતાં સમુદાયોના પોકારોને ભેદીને તે સંભળાતો હતો;

તે મૃદુ અને નમ્ર હતો અને છતાં તેમાં ક્યાંક પોલાદી કઠોરતા છુપાયેલી જણાતી હતી; તે વિજય અને વિનવણીથી ભરેલો હતો અને છતાં તેમાં કંઈક કટ્ટર અને ડરામણું તત્ત્વ રહેલું હતું; એનો એકેએક શબ્દ અર્થઘન હતો અને તેમાં ખરાખરીનો ઉગ્ર રણકો માલૂમ પડતો હતો. શાંતિ અને મૈત્રીની ભાષાની પાછળ સામર્થ્ય અને અમલી કાર્યનો તરવરતો પડછાયો તથા અન્યાયને વશ ન થવાનો અડગ નિશ્ચય રહેલો હતો.

"આપણે તે અવાજ બરાબર સમજી શકતા નહોતા, પરંતુ તે સાંભળીને આપણાં રોમેરોમ પુલકિત થઈ ગયાં. જેમાં લાંબાં લાંબાં ભાષણો કરવામાં આવતાં અને તેને અંતે જેને કોઈયે કશું મહત્ત્વ આપતું નહોતું એવા વિરોધ દર્શાવનારા તેના તે જ વ્યર્થ ઠરાવો કરવામાં આવતા, એવા વખોડણીના ધાંધલિયા રાજકારણથી એ સર્વથા જુદી જ વસ્તુ હતી. એ તો અમલી કાર્યનું રાજકારણ હતું, કેવળ વાતોનું નહીં."

૧૯૧૮માં પ્રથમ વિશ્વયુદ્ધનો અંત આવ્યો અને તેમાં ઇંગ્લંડનો વિજય થયો. પરંતુ આ વિજય આપણા દેશ માટે રાહત અને પ્રગતિ લાવવાને બદલે દમનના કાયદા તેમ જ પંજાબમાં લશ્કરી કાયદાનો અમલ લાવનારો નીવડ્યો!

૧૯૧૮ના જુલાઈમાં મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા બહાર પડ્યા. પણ કોંગ્રેસ અને મુસ્લિમ લીગે તેનો અસ્વીકાર કર્યો. રોલેટ-અહેવાલે પ્રજાની લાગણી ઉશ્કેરી મૂકી હતી અને એના આધારે ઘડાયેલા રોલેટ ખરડા સામે ગાંધીજીએ ૧૯૧૯માં લડત આપવાની જાહેરાત કરી. ત્યાર પછી જલિયાંવાલા

બાગની કતલનો કરુણ બનાવ બન્યો. ખિલાફતની ચળવળ પણ આ અરસામાં જ ચાલી હતી.

જવાહરે આ ચળવળમાં સંપૂર્ણપણે ઝુકાવ્યું. એ જ વેળાએ ૧૯૨૦માં જવાહરને હિંદનું સાચું દર્શન થયું. તેઓ એ બાબતમાં લખે છે:

"૧૯૨૦માં કારખાનાંઓ અને ખેતરોમાં કામ કરનાર શ્રમજીવી વર્ગની સ્થિતિનું મને કશું જ જ્ઞાન ન હતું. અને મારી રાજકીય દૃષ્ટિ પૂરેપૂરી મધ્યમવર્ગની હતી. દેશમાં ભયાનક ગરીબી અને દુઃખ છે અને હિંદુસ્તાન રાજકીય રીતે સ્વતંત્ર થાય કે તરત તેણે ગરીબીના પ્રશ્નને પ્રથમ જ ઉપાડવો જોઈશે, એટલુ તો હુ જાણતો હતો. મારું મન ૧૯૨૦માં રાજપ્રકરણી નવાજૂનીના અને ક્ષિતિજ ઉપર ઝઝૂમી રહેલા અસહકારના જ વિચારમાં મશગૂલ હતું. તે જ વેળા મારા જીવનમાં એક નવો રસ પેદા થયો, જેની ભવિષ્યમાં મારા જીવન ઉપર મોટી અસર થનારી હતી.

"મને યાદ છે ત્યાં સુધી ૧૯૨૦ના જૂન મહિનાના આરંભમાં બસો કિસાનો પરતાપગઢ જિલ્લાનાં ગામડાંઓમાથી અલ્લાહાબાદ પચાસ માઈલ ચાલતા આવ્યા, એવા હેતુથી કે ત્યા જાણીતા કાર્યકર્તાઓનું ધ્યાન તેઓની દયાજનક સ્થિતિ તરફ ખેંચાય. કેટલાક સાથીઓને લઈને હુ ત્યાં ગયો અને રેલવે કે પાકી સડકથી બહુ દૂરના ગામડાંઓમાં અમે ત્રણ દિવસ કાઢચા.

"આ મુલાકાતથી અમારી આંખ ઊઘડી ગઈ. એ લોકોનું દુઃખ અને તેમની ઊભરાતી કૃતજ્ઞતા જોઈને મારી

શરમ અને દુઃખનો પાર ન રહ્યો — શરમ મારા એશઆરામી અને નચિંત જીવન માટે તેમ જ આપણાં આ અર્ધનગ્ન લાખો ભાંડુઓનાં દુઃખનો વિચાર કર્યા વિના ચાલતાં આપણાં રાજકાજ માટે; દુઃખ હિંદુસ્તાનની આ અધોગતિ અને ભયાનક દારિદ્ર માટે. મારી આંખ ઊઘડી અને ભારતમાતાનું નવું ચિત્ર મારી આગળ ખૂલવા લાગ્યુ — વસ્ત્રહીન, અન્નહીન, દલિત અને અત્યંત પીડિત ભારતમાતાનું.

"ગામડાંઓમાં ત્રણ દિવસ ગાળી હુ અલ્લાહાબાદ પાછો ફર્યો અને વળી પાછો ત્યાં ગયો. આ ટૂંકી મુલાકાત દરમિયાન ખેડૂતોની સાથે ખાતા, તેમનાં માટીનાં ઝૂંપડાંમાં રહેતા, કલાકોના કલાક સુધી તેમની સાથે વાતો કરતા, અને અનેક નાનીમોટી સભાઓ આગળ ભાષણ આપતા એક ગામથી બીજે ગામ અમે ભટકયા.

"સખત ગરમીના દિવસો હતા. વિલાયતથી આવ્યો ત્યારથી દરેક ઉનાળાનો ઘણોખરો ભાગ હુ પહાડોમાં ગાળતો અને હવે આખો દિવસ તડકાટોપી પણ પહેર્યા વિના તડકામાં હુ રખડતો, માથા પર નાનકડો ટુવાલ વીંટતો. બીજી બધી વસ્તુઓથી મારું મન એટલું ભરેલું હતું કે ગરમી હુ સાવ ભૂલી ગયો હતો. અને જ્યારે અલ્લાહાબાદ આવીને મેં જોયુ કે મારી ચામડીએ સરસ શામળી રતાશ લીધી હતી, ત્યારે મને યાદ આવ્યું કે હુ કેવા કેવા અનુભવો લઈ ચૂક્યો હતો.

"આ ખેડૂતોએ મારી ભીરુતા હરી લીધી. અને મને જાહેરમાં બોલતાં શીખવ્યુ. ૧૯૨૧ના બારે માસ મેં ગામડાં-

ઓની મારી મુલાકાત ચાલુ રાખી, પણ મારું કાર્યક્ષેત્ર એટલુ વધતું ગયુ કે આખરે આખો પ્રાંત એમાં આવી ગયો. અસહકાર પૂર જોશમાં શરૂ થઈ ગયો હતો અને તેનો સંદેશો ગામડાંઓમાં પણ પહોંચ્યો હતો."

૧૦

૧૯૨૦-૨૧માં અસહકારનો જુવાળ સમગ્ર દેશમાં ફરી વળ્યો. ૧૯૨૦ના ઑગસ્ટની પહેલી તારીખે લોકમાન્ય ટિળક મહારાજનું મુંબઈમાં અવસાન થયુ. તેમની સ્મશાનયાત્રામાં ગાંધીજી સાથે જવાહરે હાજરી આપી હતી.

તે વખતના વાઈસરૉય લૉર્ડ રીડિંગે ગાંધીજીને વાટાઘાટ માટે બોલાવતાં રાષ્ટ્રીય ચળવળને ઘણું મહત્ત્વ મળ્યુ. પણ એ મુલાકાત ન થઈ. સરકારે ધરપકડો શરૂ કરી. પછી ચૌરીચોરાનાં તોફાનો થતાં ગાંધીજીએ લડત સંકેલી લીધી. પણ એ પછી જવાહરની ધરપકડ કરવામાં આવી અને ગાંધીજીને પણ પકડવામાં આવ્યા.

૧૯૨૩માં જવાહર અખિલ હિંદ કૉંગ્રેસ મહાસમિતિના પ્રથમ વાર મહામંત્રી બન્યા હતા.

એ જ વરસોમાં જવાહર અલ્લાહાબાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ પણ બન્યા હતા. એ વખતે આખા દેશમાં એવું બન્યુ હતું કે, આગેવાન કૉંગ્રેસીઓ મ્યુનિસિપાલિટીના પ્રમુખો થયા. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ મુંબઈની અને સરદાર વલ્લભભાઈ પટેલ અમદાવાદની મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા.

૧૯૨૬માં જવાહર કૉંગ્રેસ મહાસમિતિના સત્તાવાર પ્રતિનિધિ તરીકે પરાધીન પ્રજાઓની યુરોપમાં બ્રસેલ્સ ખાતે મળેલી પરિષદમાં હાજરી આપવા ગયા હતા. એ પ્રવાસ દરમિયાન જવાહરે ઇટાલી, સ્વીટ્ઝરલૅંડ, ઇંગ્લંડ, બેલ્જિયમ, જર્મની અને રશિયાની મુલાકાત લીધી હતી. તેમની સાથે કમલાદેવી અને ઇંદિરાબહેન પણ હતાં. મૉસ્કોમાં યોજાયેલા ઑક્ટોબર ક્રાંતિના દસમા વાર્ષિકોત્સવમાં પણ તેમણે ભાગ લીધો હતો.

૧૯૨૭માં મદ્રાસમાં મળેલા કૉંગ્રેસના અધિવેશનમાં તેમણે સંખ્યાબંધ ઠરાવો રજૂ કર્યા હતા. તેમાં તેમની સમાજવાદી વિચારસરણીનાં દર્શન દેશને થયાં.

૧૯૨૮માં લખનૌ ખાતે સાઈમન કમિશનનો બહિષ્કાર પોકારવા જતાં જવાહર લાઠીમારનો પહેલી વાર ભોગ બન્યા હતા. એ સાલમાં તેમણે સર્વપક્ષી પરિષદમાં હાજરી આપી હતી અને પંડિત મોતીલાલજીએ ઘડેલા 'નેહરુ અહેવાલ' પર સહી કરી હતી.

એ જ સાલમાં જવાહરે 'ઇન્ડીપેન્ડન્સ ફૉર ઇંડિયા લીગ'ની સ્થાપના કરી હતી. એના તેઓ મહામંત્રી બન્યા હતા. બ્રિટિશ સામ્રાજ્ય સાથેના તમામ પ્રકારના સંબંધો તોડી નાખવાનું એ સંસ્થાનું ધ્યેય હતું.

૧૯૨૮માં કલકત્તાના કૉંગ્રેસ અધિવેશનના પ્રમુખ મોતીલાલ નેહરુ બન્યા હતા. એ પછી પિતાનો વારસો પુત્ર જવાહરે સંભાળ્યો હતો.

૧૯૨૯ની ઐતિહાસિક લાહોર કોંગ્રેસના જવાહર પ્રમુખ બન્યા હતા. આ પ્રસંગ કંઈક અસાધારણ હતો. દેશની આઝાદીના ઇતિહાસની એક ગંભીર અને મહત્ત્વપૂર્ણ પળે તેઓ કોંગ્રેસના પ્રમુખ થયા હતા. કોંગ્રેસની લાહોરની બેઠક મળી તેનાં થોડાં અઠવાડિયાં અગાઉ અખિલ હિંદ મજૂરસંઘ મહાસભાની નાગપુરની બેઠકના પણ જવાહરને પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. આમ, એક એકથી થોડાં જ અઠવાડિયાંને અંતરે રાષ્ટ્રીય કોંગ્રેસ તથા મજૂરસંઘ મહાસભા એમ બંને દેશવ્યાપી સંસ્થાઓના પ્રમુખપદે એક જ વ્યક્તિ ચૂંટાય એ અતિશય અસામાન્ય ઘટના હતી.

લાહોરની કોંગ્રેસમાં ૩૧મી ડિસેમ્બર ૧૯૨૯ને રોજ મધરાતે પૂર્ણ સ્વાતંત્ર્ય તેમ જ તે સિદ્ધ કરવા માટે લડત ચલાવવા વિષેનો મુખ્ય ઠરાવ કોંગ્રેસના ખુલ્લા અધિવેશનમાં ભારે ઉત્સાહથી લગભગ એકમતે પસાર કરવામાં આવ્યો. તે જ ઘડીએ જાણે અજબ યોગ સધાયો હોય તેમ બારના ટકોરા થયા, અને જૂના વરસે નવા વરસને સ્થાન આપ્યું.

કોંગ્રેસ પ્રમુખ જવાહરલાલ નેહરુએ મુકમ્મિલ આઝાદીની ઘોષણા કરતાં કહ્યું:

"આજે હું હિંદનું ધ્યેય મુકમ્મિલ આઝાદી છે, એમ જાહેર કરું છું:

"હું દુનિયાના અંતરાત્માને વિનંતી કરું છું અને જાહેર કરું છું કે, હિંદ હવે પરદેશી શાસન બરદાસ્ત કરવાનું નથી.

"કોઈ પણ મહાન રાષ્ટ્રના નિર્ણયને જગતની કોઈ પણ સત્તા દબાવી શકશે નહીં.

"હું ખુલ્લંખુલ્લા જાહેર કરું છું કે, હું સમાજવાદી છું, લોકશાસનમાં માનનારો છું.

"આપણો આર્થિક કાર્યક્રમ એવો હોવો જોઈએ કે જેમાં માણસને ભોગે પૈસાને મહત્ત્વ અપાતું ન હોય."

પછી આઝાદીની લડતની શરૂઆત કરવા માટે અને સાથે સાથે, કંઈક અંશે દેશના મિજાજનું માપ કાઢવા માટે ૨૬મી જાનેવારીનો દિવસ 'પૂર્ણ સ્વાતંત્ર્ય દિન' તરીકે ઊજવવાનું ઠરાવવામાં આવ્યુ. તે દિવસે સમસ્ત દેશમાં પ્રજાએ પૂર્ણ સ્વાતંત્ર્ય માટે પ્રતિજ્ઞા લેવાની હતી.

જવાહર પ્રમુખ થયા તે વખતનું એક મધુરું સંભારણું તેઓ નોંધે છે:

"રાષ્ટ્રીય હિલચાલના બધા જ પ્રમુખ લોકોને માટે વારંવાર વપરાતાં મોટાંમોટાં અને ભભકભર્યાં વિશેષણો વીણી વીણીને મારી પત્ની, બહેનો તથા બીજાંઓ તે આખો વખત ગમે તેમ વાપરતાં. ઘરમાં 'ત્યાગમૂર્તિ' અને 'ભારત-ભૂષણ' જેવાં સંબોધનો મને હંમેશ મળતાં અને એ મજાકથી મને આરામ મળતો, તેમ જ પેલાં ઠાવકાં, ગંભીર અને જ્યાં મારે મારું ઉત્તમમાં ઉત્તમ વર્તન બતાવવું પડતું તેવાં જાહેર સંમેલનને લીધે પહોંચતી તાણ પણ ધીમે ધીમે નરમ પડતી. મારી નાની પુત્રી પણ આ મજાકમાં ભળતી.

"માત્ર એક મારાં મા આગ્રહપૂર્વક બધું ગંભીરપણે લેતાં અને તેના લાડકા દીકરાને ભોગે કોઈ કટાક્ષ કરે અથવા મજાક ઉડાવે એ તેમને કદી ગમતું નહીં."

૧૧

પછી આવી ૧૯૩૦ની દાંડીકૂચ. મીઠાના કાયદાનો ભંગ કરીને પૂર્ણ સ્વરાજની લડતનો આરંભ કરવા માટે ૧૯૩૦ની માર્ચ મહિનાની ૧૨મી તારીખે, પ્રાત કાળે સ્વરાજ લીધા સિવાય આશ્રમમાં પાછા ન ફરવાની ભીષ્મપ્રતિજ્ઞા લઈને ગાધીજીએ પોતાના ચુનંદા સાથીઓ સાથે સાબરમતી આશ્રમથી ઐતિહાસિક દાંડીકૂચ શરૂ કરી.

મીઠા સત્યાગ્રહને કારણે ઠેર ઠેર ધરપકડો થઈ. ગાંધીજી, મોતીલાલજી, જવાહર વગેરે દેશનેતાઓને પકડવામાં આવ્યા.

મોતીલાલજી અને જવાહરને નૈની જેલમાં રાખવામા આવ્યા

મોતીલાલજીને નૈની જેલમા લાવવામાં આવ્યા તે વખતે તેમની તબિયત નરમ તો હતી જ. અને તેમને જે સ્થિતિમાં રાખવામાં આવ્યા તે બહુ અગવડભરેલી હતી. તેમની તબિયત આથી ઝપાટાબધ કથળતી જતી હતી

આ કારણે બરાબર દશ અઠવાડિયાંની જેલ ભોગવ્યા પછી ૮મી સપ્ટેમ્બરે તેમને છોડી દેવામાં આવ્યા

ત્યાર પછી એક મહિનો રહીને ૧૧મી તારીખે જવાહરની છ મહિનાની મુદત પૂરી થઈ, એટલે તેમને પણ છોડી દેવામાં આવ્યા

કમલાદેવી તે વખતે અલ્લાહાબાદમાં પોતાના મહાસભાના કાર્યમાં મશગૂલ હતાં. મોતીલાલજી મસૂરીમાં

ઔષધોપચાર કરાવતા હતા. જવાહરનાં માતુશ્રી અને બહેનો પણ મસૂરી મોતીલાલજી સાથે હતાં.

જવાહર અલ્લાહાબાદ દોઢ દિવસ ગાળીને કમલાદેવી સાથે મોતીલાલજી પાસે ત્રણ દિવસ ગાળવા માટે મસૂરી ગયા. એ દિવસોનું વર્ણન કરતાં જવાહર કહે છે:

"મને તે શાંત અને આનંદથી ભરેલા દિવસો બરાબર યાદ છે; સ્વજનોની વચ્ચે પાછા રહેવાનું મળ્યું, તેથી મનને ખૂબ સમાધાન મળ્યું; મારી પુત્રી ઈંદિરા ત્યાં હતી. બાળકોની સાથે હુ રમતો, અને કેટલાક વખત પૂર દમામથી કૂચ કરતાં, ભવ્ય સરઘસના આકારમાં અમે ઘરની આસપાસ ફરતાં. અમારામાંથી નાનામાં નાની સૈનિક ત્રણ કે ચાર વરસની મારી ભાણેજ, હાથમાં રાષ્ટ્રધ્વજ લઈને આપણું ધ્વજગીત 'ઝંડા ઊંચા રહે હમારા' ગાતી ગાતી સૌને મોખરે ચાલતી.

"હાય! આ ત્રણ દિવસો પિતાશ્રીની સાથેના મારા આનંદના છેલ્લા દિવસો હતા. કારણ તુરત તે પછી તેમને અમારી વચ્ચેથી ઉપાડી જનાર તેમની જીવલેણ માંદગી શરૂ થઈ."

જવાહરને પાછા પકડી લેવામાં આવશે એમ ધારીને મોતીલાલજીએ જવાહર સાથે થોડું વધારે રહેવા મળે એમ વિચારીને અલ્લાહાબાદ પાછાં જવાનું નક્કી કર્યું. ૧૯મી ઑકટોબરે અલ્લાહાબાદમાં મળનારી કિસાન પરિષદમાં વખતસર પહોંચી જવા માટે જવાહર અને કમલાદેવી ૧૭મીએ મસૂરીથી નીકળ્યાં અને મોતીલાલજી બધાંને લઈને ૧૮મીએ નીકળ્યા.

કિસાન પરિષદમાંથી જવાહર મોતીલાલજી અને બીજાં સ્વજનોને લેવા માટે સ્ટેશન પર પહોંચ્યા. પરંતુ ગાડી તે દિવસે મોડી થઈ હતી એટલે તેઓ સ્ટેશને ગાડીમાંથી ઊતર્યાં કે તરત એ સૌને ઘેર પહોચાડીને જવાહર તથા કમલાદેવી આસપાસનાં ગામડાંઓમાંથી આવેલા ખેડૂતો અને શહેરના લોકોની એક સંયુક્ત સભા રાખવામાં આવી હતી એમાં હાજરી આપવા ચાલ્યાં ગયાં.

રાત્રે આઠ વાગ્યા પછી જવાહર અને કમલાદેવી છેક થાકેલાં આ સભામાંથી પાછાં ફરતાં હતાં. મોતીલાલજી સાથે વાત કરવાને જવાહર ઉત્કંઠિત થઈ ગ્યા હતા. વળી, મોતીલાલજી સ્ટેશને ઊતર્યા ત્યારે તેઓ એકબીજાની સાથે ભાગ્યે જ બોલ્યા હતા. એટલે ઘેર મોતીલાલજી પણ તેમની રાહ જોતા હતા.

પરંતુ જવાહરની મોટર લગભગ એમના ઘરમાંથી જોઈ શકાય એટલે અંતરે રોકવામાં આવી અને એમને પકડીને પાછા નૈની જેલમાં લઈ જવામાં આવ્યા. આમ, આઠ દિવસ પછી તરત જ જવાહર પાછા જેલમાં આવી ગયા! એમના પર જેલમાં જ કામ ચાલ્યુ. એમને બે વરસની સખત કેદ અને વધારાના દંડ ન ભરવામાં આવે તો બીજા પાંચ મહિનાની જેલ મળી.

પછી ૨૬મી જાનેવારીએ બપોર પછી જવાહરને એકાએક છોડી મૂકવામાં આવ્યા. કેમ કે, તેમના પિતાની તબિયત ગંભીર બની ગઈ હતી. ગાંધીજી અને કોંગ્રેસની

"મારી માતાને અને મને સહાનુભૂતિના હજારો સંદેશાઓ મળ્યા. લેડી અને લૉર્ડ અર્વિને પણ મારી માતાને ઉદ્દેશીને એક સદ્ભાવભરેલો સંદેશો મોકલ્યો. સહાનુભૂતિ અને સદ્ભાવનાના આ વિશાળ પ્રવાહમાં અમારા દુઃખની વેદના કંઈક અંશે હળવી થઈ.

"પરંતુ સૌથી વિશેષ તો, અદ્ભુત શાંતિ આપનારી અને દુઃખના ઘા રૂઝવનારી ગાંધીજીની સહાયથી જ મારી મા અને અમે બધા અમારા જીવનની પરમ વેદનાને સહન કરી શક્યા."

## ૧૨

૧૯૩૧ના ડિસેમ્બરની ૨૬મી તારીખે જવાહર ગાંધીજીને મળવા તથા કોંગ્રેસની કારોબારીની બેઠકમા હાજરી આપવાને મુંબઈ જતા હતા. તે વખતે ગાડીમાંથી જ તેમને પકડવામાં આવ્યા અને નૈની જેલમાં લઈ જવામા આવ્યા. ત્યારથી માંડીને કમલાદેવીની ગંભીર માદગીને કારણે ૧૯૩૫ના સપ્ટેમ્બર માસની ચોથી તારીખે જવાહરને છોડી મૂકવામાં આવ્યા ત્યા સુધી લગભગ બધો વખત તેમણે કારાવાસમાં

કારોબારી સમિતિના બધા સભ્યોને પણ એ જ દિવસે છોડી મૂકવામાં આવ્યા.

મોતીલાલજીએ ગાંધીજીને મળવાની ઇચ્છા દર્શાવી, એટલે ગાંધીજી અલ્લાહાબાદ આવ્યા. તેમને મોતીલાલજીએ કહ્યું :

"મહાત્માજી, હું તો હવે તુરતમાં ચાલ્યો. સ્વરાજ જોવાનું મારા નસીબમાં નથી. પરંતુ હું જાણું છું કે, તમે તો તે જીતી ચૂક્યા છો."

ગાંધીજીની હાજરીથી જવાહર તથા તેમનાં માતુશ્રીને પણ ભારે આશ્વાસન અને રાહત મળ્યાં.

૧૯૩૧ની ફેબ્રુઆરીની છઠ્ઠી તારીખે વહેલી સવારે મોતીલાલજીનું લખનૌમાં અવસાન થયું. તેમના મૃતદેહને રાષ્ટ્ર-ધ્વજમાં વીંટાળીને મોટરમાં અલ્લાહાબાદ લાવવામાં આવ્યો.

વિરાટ માનવમેદની વચ્ચે ભાગીરથીના કાંઠા ઉપર તેમનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. ત્યાં ભેગા મળેલા જન-સમુદાય આગળ ગાંધીજીએ એક હૃદયદ્રાવક પ્રવચન આપ્યું.

જવાહર એ પછીનું વર્ણન કરતાં કહે છે :

"અને પછી અમે ચુપચાપ ઘેર પાછા ફર્યા. વહાલામાં વહાલાને વળાવી એકલા, એકલવાયા અમે ઘેર પહોંચ્યા.

"તેમના દિલદાર હૃદયનો તેમ જ સર્વને આવરી લેતી તેમના સ્નેહની હુંફનો અનુભવ અમને તેમનાં બધાં સ્વજનોને એટલો બધો સ્વાભાવિક થઈ ગયો હતો કે, અમે તેમના વિનાની દુનિયાની કલ્પના કરી જ શકતાં નહોતાં.

"મારી માતાને અને મને સહાનુભૂતિના હજારો સંદેશાઓ મળ્યા. લેડી અને લૉર્ડ અર્વિને પણ મારી માતાને ઉદ્દેશીને એક સદ્‌ભાવભરેલો સંદેશો મોકલ્યો. સહાનુભૂતિ અને સદ્‌ભાવનાના આ વિશાળ પ્રવાહમાં અમારા દુઃખની વેદના કંઈક અંશે હળવી થઈ.

"પરંતુ સૌથી વિશેષ તો, અદ્‌ભુત શાંતિ આપનારી અને દુઃખના ઘા રૂઝવનારી ગાંધીજીની સહાયથી જ મારી મા અને અમે બધાં અમારા જીવનની પરમ વેદનાને સહન કરી શક્યાં."

## ૧૨

૧૯૩૧ના ડિસેમ્બરની ૨૬મી તારીખે જવાહર ગાંધીજીને મળવા તથા કૉંગ્રેસની કારોબારીની બેઠકમાં હાજરી આપવાને મુંબઈ જતા હતા. તે વખતે ગાડીમાંથી જ તેમને પકડવામાં આવ્યા અને નૈની જેલમાં લઈ જવામાં આવ્યા. ત્યારથી માંડીને કમલાદેવીની ગંભીર માંદગીને કારણે ૧૯૩૫ના સપ્ટેમ્બર માસની ચોથી તારીખે જવાહરને છોડી મૂકવામાં આવ્યા ત્યાં સુધી લગભગ બધો વખત તેમણે કારાવાસમાં જ કાઢ્યો એમ કહી શકાય. એ ગાળા દરમ્યાન તેમની સજાની મુદત પૂરી થતાં તેઓ જેલમાંથી છૂટીને બહાર આવતા ખરા, પરંતુ સરકાર તરત જ તેમને પકડીને જેલમાં પૂરી દેતી હતી.

નૈની જેલમાં તેમની તબિયત લથડી અને તેમને ઝીણો તાવ પણ લાગુ પડ્યો હતો. પિતાશ્રીનું અવસાન, માતુશ્રી

અને કમલાદેવીની માંદગી, ઘરની આર્થિક વ્યવસ્થા વગેરે બાબતોની પણ તેમના પર અસર થઈ હતી.

કમલાદેવીની તબિયત દિવસે દિવસે વધારે ને વધારે બગડવા લાગી. આથી હવાફેર અને સારવાર માટે તેમને ભોવાલીની ટેકરી પર લઈ જવામાં આવ્યાં. ત્રણ અઠવાડિયાં પછી જવાહરને નૈની જેલમાંથી આલ્મોડાની જેલમાં ખસેડવામાં આવ્યા. ત્યાંથી ભોવાલી નજીક જ હતું. એક મહિના બાદ જવાહરને કમલાદેવીને મળવા ભોવાલી લઈ જવામાં આવ્યા અને પછી દર ત્રીજે અઠવાડિયે ત્યાં લઈ જવામાં આવતા. જવાહર એ મુલાકાત વિષે કહે છે:

"દાક્તરો મારી મુલાકાતને દિવસે પોતાનો પહેરો કંઈક અંશે ઢીલો મૂકતા અને મને ઠીક ઠીક સમય સુધી કમલા જોડે વાત કરવાની પરવાનગી આપતા. અમે એકબીજાની વધારે ને વધારે સમીપ આવતાં હતાં અને તેને છોડતાં જાણે મારું અંગ કોઈ તોડી લેતું હોય એમ લાગતું. વિદાય લેવા માટે જ અમે જાણે ભેગાં થતાં હતાં, અને ક્યારેક મને દુઃખપૂર્વક એવો વિચાર પણ આવતો કે, કદાચ એક દિવસ મારે એની કાયમની વિદાય લેવી પડશે!"

૧૯૩૫ના મે મહિનામાં કમલાદેવીને વધુ ઉપચાર માટે જર્મનીમાં બાડનવાઈલર ખાતે લઈ જવામાં આવ્યાં. ત્યાં તેમની સ્થિતિ ગંભીર છે એવા સમાચાર મળ્યા, એટલે ૪થી સપ્ટેમ્બરે જવાહરને આલ્મોડા જેલમાંથી એકાએક છોડી મૂકવામાં આવ્યા. તરત જ તેઓ કમલાદેવી પાસે પહોંચી જવાને વિમાનમાં ઊપડ્યા.

જવાહર કમલાદેવી પાસે પહોંચ્યા પછી તેમની તબિયતમાં ઠીક ઠીક સુધારો થવા લાગ્યો. આથી ૧૯૩૬ના જાન્યુઆરીની આખરે કમલાદેવીને સ્વિટ્ઝરલૅન્ડમાં લોસાં પાસેના એક સૅનેટોરિયમમાં લઈ જવામાં આવ્યાં.

પરંતુ કમલાદેવીની તબિયતમાં દેખાયેલો સુધારો ભ્રામક નીવડયો. થોડા જ દિવસમાં તેમની માંદગી વધી ગઈ અને ૧૯૩૬ના ફેબ્રુઆરીની ૨૮મી તારીખે પ્રાતઃકાળે કમલાદેવીએ પ્રાણ છોડયો!

જવાહર કહે છે: "કમલાના મૃતદેહને અમે લોસાંના સ્મશાનમાં લઈ ગયા. થોડી જ મિનિટમાં કમલાનો દેહ અને સદાયે હસમુખો ચહેરો ભસ્મીભૂત થઈ ગયો. એક વખત જે અત્યંત ચેતનવતી, તેજસ્વી અને શક્તિથી ઊભરાતી હતી તેના એક નાનકડા કુંભમાં ભરાય એટલા જ અવશેષો રહ્યા!"

એ કુંભ લઈને જવાહર હિંદ આવ્યા અને અલ્લાહાબાદ આવી પહોંચ્યા. ત્યાં ત્વરિત ગતિએ વહેતી ગંગાને કિનારે એ મહામૂલા કુંભને જવાહર લઈ ગયા અને એ અવશેષોને ભગવતી ભાગીરથીની ગોદમાં તેમણે સમર્પણ કર્યાં.

કમલાદેવીના અવસાનથી જવાહરના દિલમાં ભયંકર શૂન્યતા વ્યાપી ગઈ. તેઓ કહે છે: "મારા અંતરમાં કંઈક તૂટી ગયુ હતું, કંઈક ભાંગી ગયું હતું... મારા એ દિવસો અંધકારમય હતા અને મારું મન બરાબર કાર્ય કરતું નહોતું."

જવાહરે કમલાદેવીનું જે ભાવભર્યું ચિત્ર આલેખ્યું છે એમાં તેમના સ્નેહસભર હૃદયનું દર્શન થયા વિના રહેતું નથી:

"મારું ચિત્ત અમારાં લગ્નના દિવસથી આજ સુધીનાં બધાં વર્ષોના બનાવો પર ફરી વળ્યું.

"મારી ઉંમર તે વખતે છવ્વીસ વરસની હતી, અને તેની સત્તર વરસની. તે સાવ એક સુકલી બાળા જેવી લાગતી હતી અને 'દુનિયાદારી'થી અણજાણ હતી. અમારા બેની વચ્ચે ઉંમરનો ફરક તો મોટો હતો જ, પણ એનાથીયે વધારે અમારા બંનેના માનસમાં મોટો ભેદ હતો; કારણ કે, હું તેના કરતાં બહુ વધારે આગળ વધેલો હતો.

"પણ 'દુનિયાદારી'ના મારા દેખાવ છતાં હું બહુ છોકરવાદ હતો. અને તેથી આ કોમળ, લાગણીવશ બાળાને—જેની બુદ્ધિ ખીલતી કળીની જેમ ધીમે ધીમે ઊઘડતી હતી—બહુ નરમાશથી અને કાળજીપૂર્વક સંભાળવાની જરૂર હતી, એનો મને ભાગ્યે જ ખરાબર ખ્યાલ હતો.

"અમારી વચ્ચે પરસ્પર આકર્ષણ હતું, અને તેથી અમારું ગાડું ઠીક ચાલતું. પણ અમારા બંનેના માનસ વચ્ચે બહુ તફાવત હતો અને તેનો મેળ ખાતો નહોતો. એને લઈને અમારી વચ્ચે કદી કદી ઝઘડો થઈ જતો; નજીવી નજીવી બાબતમાં અમે લડી પડતાં. અલબત્ત, એ છોકરવાદ તકરારો હતી અને લાંબો વખત ચાલતી નહીં. થોડી જ વારમાં અમે પાછાં મનવાઈ જતાં. બંને જરા ગરમ મિજાજનાં, લાગણીપ્રધાન અને પોતાના સ્વાભિમાનનો છોકરવાદ ખ્યાલ રાખનારાં હતાં. આમ છતાં અમારી વચ્ચે પ્રેમ વધતો ગયો, પણ મનનો મેળ ઉત્પન્ન થતાં વાર લાગી. અમારાં લગ્ન પછી એકવીસ મહિને ઈંદિરા—અમારું એકનું એક બાળક—જન્મી.

“અમારાં લગ્ન થયાં તે વખતે રાજકારણમાં નવા ફેરફારો થયા હતા અને મારુ મન તેમાં એકાગ્ર થતું હતું. એ હોમરૂલના દિવસો હતા. ત્યાર પછી તુરત જ પંજાબમાં લશ્કરી કાયદો આવ્યો અને તે પછી અસહકાર. એટલે હું લોકકાર્યની ધમાલ અને તોફાનમાં વધારે ને વધારે ગૂંચવાતો ગયો. એ બધી પ્રવૃત્તિઓમાં હું એટલો બધો મશગૂલ થઈ ગયો કે, સાવ અજાણપણે હું કમલા તરફ બેદરકાર રહ્યો, અને જે વખતે તેને મારા સહકારની સૌથી વધારે જરૂર હતી તે જ વખતે મેં તેને તેનું ફોડી લેવાને છોડી. કમલા પર મને અપાર પ્રીતિ હોવા છતાં, એ વરસોમાં મેં તેને લગભગ વિસારી જ મૂકી, અને જેની તે હકદાર હતી તે મારી સોબત મેં તેને અનેક રીતે ન આપી. એ વખતે કોઈ વળગાડનો ભોગ બન્યો હોય એવા માણસના જેવી મારી સ્થિતિ હતી. મેં અપનાવેલા ધ્યેયની સાથે હું સદંતર એકાકાર થઈ ગયો હતો, મારી પોતાની જ સ્વપ્નસૃષ્ટિમાં જીવતો હતો અને મારી આસપાસના જીવતાંજાગતા માણસોને વસ્તુશૂન્ય છાયા સમાન લેખતો હતો. મારી બધી શક્તિ ખરચીને હું કામ કરતો હતો અને મને તન્મય કરી મૂકનાર વિષયથી મારુ મન છલોછલ ભરેલુ રહેતું હતું. મારી સઘળી શક્તિ એ ધ્યેયને જ મેં અર્પી હતી અને બીજી કોઈ પણ વાતને માટે મારી પાસે તે ફાજલ નહોતી.

“અને છતાં હું કમલાને કેવી રીતે વીસરી શકવાનો હતો ? એની પાસે અચૂક આશરો મળવાનો જ છે, એવા વિશ્વાસથી હું વારંવાર તેની સમીપ પહોંચી જતો. તે

પોતાનાં પ્રેમકિરણોથી મને સદા હૂંફ આપવાને તૈયાર છે, એ જ્ઞાનથી મને બહુ આશ્વાસન રહેતું. મને આશ્વાસન અને બળ આપવા માટે અને એ રીતે મારાં થાકેલાં મન અને શરીરમાં શક્તિનો ફરીથી સંચાર કરવા માટે, તે ત્યાં ન હોત તો હું શું કરી શકવાનો હતો?

"તેણે મને જે કંઈ આપ્યું તે મેં લઈ લીધું. પણ અમારા લગ્નજીવનનાં એ આરંભનાં વરસોમાં મેં તેને શું આપ્યું હતું? દેખીતી રીતે જ, એ બાબતમાં હું નિષ્ફળ નીવડ્યો હતો અને ઘણું કરીને, એ દિવસોની ઊંડી અસર તેના દિલ પર કાયમ રહી હતી. પાર વગરના તેના ગર્વ અને માનીપણાને કારણે, મારી મદદ માગવા માટે તે મારી પાસે આવવાને ચાહતી નહોતી. બીજા કોઈનાયે કરતાં જોકે હું તેને એ મદદ વધારે પ્રમાણમાં આપી શકત. રાષ્ટ્રની લડતમાં તે સ્વતંત્ર રીતે ભાગ લેવા ચાહતી હતી; કેવળ પોતાના પતિની પાછળ પાછળ ખેંચાનાર કે તેના પડછાયારૂપ બની રહેવા માગતી નહોતી.

"મને તો એ બળ આપતી હતી, પણ તેણે પોતે તો ખૂબ વ્યથા ભોગવી હશે, અને એના પ્રત્યે હું કંઈક બેદરકાર છું એમ તેને લાગ્યું હશે. અને પછી તો એની વારંવાર આવનારી માંદગીઓ અને મારી લાંબી જેલયાત્રાઓ શરૂ થઈ. તેમાં અમે કેવળ જેલની મુલાકાતોમાં જ એક-બીજાને મળી શકતાં. સવિનયભંગની ચળવળે તેને આપણા સૈનિકોની પ્રથમ પંક્તિમાં મૂકી દીધી અને તેને જેલ જવાનું થયું, ત્યારે તેને આનંદ થયો. અમે વધારે ને

વધારે નિકટ આવતાં ગયાં; અમારી વિરલ મુલાકાતો અમોલી બની અને તેની રાહ જોતાં અમે વચ્ચેના દિવસો ગણ્યા કરતાં.

"અઢાર વરસના વિવાહિત જીવન પછી પણ તેનો મુગ્ધ કુમારિકાનો દેખાવ કાયમ રહ્યો હતો. પ્રૌઢપણું તેના દેખાવમાં જરાયે નહોતું. પહેલે દિવસે જેવી નવવધૂ અમારે ત્યાં આવી હતી તેવી જ તે હજીયે હતી. છેલ્લાં વરસોમાં કમલા અને હું કોઈ અજાણી જગ્યાએ જઈએ તો ઘણી વાર લોકો તેને મારી દીકરી માની લઈને મને મૂંઝવણમાં નાખતા. તે અને ઇન્દિરા બે બહેનો જેવી દેખાતી.

"અઢાર વરસનું લગ્નજીવન! પણ એમાંનાં કેટલાંયે લાંબાં વરસો મેં જેલની કોટડીમાં અને કમલાએ ઇસ્પિતાલો અને આરોગ્યભવનોમાં ગાળ્યાં છે!

"ભૂતકાળના જીવનનો પટ મારી સામે ખડો થયો. અને તેમાં કમલા હમેશાં મારે પડખે ખડી હતી. મારે માટે તે હિંદની સ્ત્રીઓના અથવા ખુદ સ્ત્રીજાતિના પ્રતીક સમી બની ગઈ હતી. અનેક દોષો અને દુર્બળતાઓ છતાં જેના પર આપણને આટઆટલો પ્રેમ છે, અને જે અનેક ગૂઢતાઓથી ભરેલી છે, તથા કેમે કરીને જેનો પાર પામી શકાતો નથી એવી આપણી ભારતમાતાના મારા ખ્યાલો સાથે કમલા કેટલીક વાર વિચિત્ર રીતે સેળભેળ થઈ જતી. કમલા શું હતી? મેં તેને પિછાની હતી ખરી? તેનું સાચું સ્વરૂપ હું સમજ્યો હતો ખરો?"

## ૧૩

હવે પછી આઝાદી સંગ્રામના બનાવો એક પછી એક બહુ જ ઝડપથી બનવા લાગે છે.

કમલાદેવીના અવસાન બાદ જવાહર હિંદ આવ્યા તેના થોડા દિવસ અગાઉ તેમને ૧૯૩૬ના લખનૌ ખાતે મળનારા કોંગ્રેસના અધિવેશનના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા.

૧૯૩૬ના એપ્રિલથી ૧૯૩૭ના ફેબ્રુઆરી સુધી ચૂંટણી પ્રચાર માટે જવાહરે ઠેઠ કાશ્મીરથી કન્યાકુમારી સુધી દેશભરમાં હજારો માઈલનો લાંબો પ્રવાસ કર્યો. દેશના ઊંડાણમાં આવેલા દૂર દૂરના ગ્રામપ્રદેશોમાં પણ તેઓ ફરી વળ્યા. આ પ્રવાસ અંગે જવાહર કહે છે:

"મારા પ્રવાસ દરમિયાન વિમાન, રેલવેગાડી, મોટર, મોટરલોરી, તરેહતરેહની ઘોડાગાડીઓ, બળદગાડાં બાઈસિકલ, હાથી, ઊંટ, જાતજાતના ઘોડા, આગબોટ, દેશી હોડી, માછલાં પકડવાની એક જ માણસ બેસી શકે એવી માછીની હોડી અને ઈશ્વરે મને આપેલા મારા પોતાના પગ, એમ એકેએક પ્રકારનાં વાહનોનો ઉપયોગ કર્યો. . . .

"એ પ્રવાસ દ્વારા હિંદનું જાણે મેં ફરીથી દર્શન કર્યું; ભારતમાતાને ખોળે જાણે હું ફરીથી આવીને બેઠો.

"મૈત્રીની ભાવનાથી ભરેલી, મને નીરખી રહેતી કરોડો આંખો તરફ હું જોઈ રહેતો અને એ માયાળુ આંખો પાછળ શું રહેલું છે તે સમજવા પ્રયત્ન કરતો."

સામાન્ય ચૂંટણીમાં કૉંગ્રેસને ભારે ફતેહ મળી. પંજાબ અને બંગાળ બાદ કરતાં તે સમયના આખા બ્રિટિશ હિંદમાં કૉંગ્રેસી પ્રધાનમંડળો કાર્ય કરવા લાગ્યાં.

૧૯૩૮માં તેમનાં માતુશ્રી સ્વરૂપરાણી લાંબી માંદગી ભોગવીને અવસાન પામ્યાં. આમ, માતાને પણ ગુમાવતાં જવાહરને ભારે આઘાત લાગ્યો.

૧૯૩૯માં તેમણે ચીનની મુલાકાત લીધી હતી.

૧૯૪૦માં બીજા વિશ્વયુદ્ધ સામે ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહની લડત આદરી. એમાં પ્રથમ સત્યાગ્રહી વિનોબાજી પછી બીજા સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ જવાહરને મૂક્યા હતા. પરંતુ તેઓ સત્યાગ્રહ કરે એ પહેલાં જ ૩૧મી ઑક્ટોબરને દિવસે ગોરખપુર સ્થળે તેમની ધરપકડ કરવામાં આવી. તેમને ચાર વર્ષની સખત કેદની સજા થઈ.

૧૯૪૧ના અંતમાં યુદ્ધની પરિસ્થિતિ બદલાતાં જવાહર તેમ જ બીજા નેતાઓને એકાએક મુક્ત કરવામાં આવ્યા.

ત્યાર પછી આવી આખરી લડત. ૧૯૪૨ના ઑગસ્ટની ૭મી અને ૮મી તારીખે મુંબઈમાં મહાસમિતિની ઐતિહાસિક બેઠક મળી. એમાં 'હિંદ છોડો'ને નામે જગમશહૂર થયેલો ઠરાવ તા. ૮મીની મોડી રાતે પસાર કરવામાં આવ્યો. પરંતુ ગાંધીજી સરકારની સામે દેશવ્યાપી લડત જાહેર કરે એ પહેલાં જ તા. ૯મી તારીખે વહેલી સવારે મુંબઈમાં ગાંધીજીને અને કારોબારી સમિતિના બધા સભ્યોને ઓચિંતા પકડી લેવામાં આવ્યા. ગાંધીજીને પૂના પાસે આવેલા આગાખાન મહેલમાં

અને જવાહર વગેરેને અહમદનગરના કિલ્લામાં નજરકેદ કરવામાં આવ્યા.

આખરે બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો. જવાહરને તેમ જ અન્ય નેતાઓને ૧૯૪૫ના જૂનની ૧૫મી તારીખે છોડી મૂકવામાં આવ્યા.

જવાહરની આ લાંબામાં લાંબી અને છેલ્લી જેલ-યાત્રા હતી.

## ૧૪

આપણા ભારતદેશની આઝાદીની લડતમાં જવાહરે કરેલી જેલયાત્રાનું વિહંગાવલોકન આ સ્થળે કરવું અયોગ્ય ન ગણાય. જવાહરે પોતાની આત્મકથામાં જેલજીવનના અનુભવો લખ્યા છે એ અહીં ટૂંકમાં જોઈ જઈએ.

૧૯૨૧ની સવિનયભંગની લડત વખતે જવાહર અને મોતીલાલજીને પહેલી વાર પકડીને જેલમાં પૂરવામાં આવ્યા. ૧૯૨૨ની ત્રીજી માર્ચે જવાહરને છોડી મૂકવામાં આવ્યા.

પછી છ અઠવાડિયાં બાદ જવાહરને પકડવામાં આવ્યા. પરદેશી કાપડના બહિષ્કારની ચળવળમાં પ્રતિજ્ઞા તોડનાર વેપારીઓની દુકાનો પર પિકેટિંગ કરવાનો જવાહર અને તેમના સાથીઓએ નિર્ણય કર્યો હતો એ બદલ.

જવાહર આ પ્રસંગ વિષે કહે છે:

"આ મારી બીજી જેલ. છ અઠવાડિયાં બહાર રહીને આમ હું પાછો જેલ ગયો. હું ધારું છું કે કુલ એક વર્ષ અને નવ માસની સજા હતી.

"જે બૅરેકમાં મને રાખવામાં આવ્યો હતો તેમાં લગભગ પચાસ માણસો હશે. ભીડનો કંઈ પાર ન હતો. અમારી પથારીઓ વચ્ચે લગભગ ત્રણ ચાર ફૂટનું જ અંતર હશે. રાતદિવસ એકાંતનો સંપૂર્ણ અભાવ વધારે ને વધારે અસહ્ય થતો ગયો. વધારેમાં વધારે એકાંત તો બૅરેકમાંથી નીકળીને વાડાના ખુલ્લા ભાગમાં બેસવા મળતી. ઘણી વાર હું તડકો અને વરસાદનું એકાદ ઝાપટું પણ સહન કરી લેતો અને બૅરેકની બહાર બને તેટલો વધારે વખત ગાળતો. એવી રીતે ખુલ્લામાં પડ્યાં પડ્યાં હું આકાશ અને વાદળાં નિહાળતો, અને અગાઉ કદી ન જોયેલું એવું ચમત્કારિક સૌન્દર્ય મને એના પલટાતા જતા રંગોમાં દેખાતું.

"કામ અને કસરતનો નિયમિત કાર્યક્રમ અમે બાંધી લીધો હતો. કસરતને માટે અમે વાડાની દીવાલની લગોલગ દોડતા અનેક ચક્કર લેતા, અથવા બબ્બે જણ બળદની જેમ જોડાઈ અમારા વાડામાંના કૂવાનો મોટો કોસ ખેંચતા, અને નાનકડી સરખી એક શાકભાજીની વાડી કરી હતી તેને પાણી પાતા. લગભગ બધા થોડું થોડું કાંતતા.

"જેલમાં ઘણી વસ્તુઓની ખોટ જણાય છે, પણ વધારેમાં વધારે ખોટ તો સ્ત્રીઓના મધુર અવાજની અને બાળકોના હાસ્યની જ લાગે છે. હું લખનૌ ડિસ્ટ્રિક્ટ જેલમાં હતો ત્યારે એક વાર મને એકાએક થઈ આવ્યું કે સાત આઠ મહિના થયા કોઈ કૂતરાને ભસતો સાંભળ્યો નથી!"

૧૯૨૩ના જાન્યુઆરી માસને છેલ્લે દિવસે લખનૌ જેલના બધા રાજદ્વારી કેદીઓને છોડી દેવામાં આવ્યા.

પછી આવ્યો ૧૯૩૦નો મીઠા-સત્યાગ્રહ. દેશભરમાં જ્યાં ને ત્યાં, શહેરમાં ને ગામડાંમાં, મીઠું કેમ બનાવવું એ જ એકમાત્ર વાતનો વિષય બની ગયો, અને મીઠું પેદા કરવાને માટે તરેહવાર ઉપાયો યોજાવા લાગ્યા.

જવાહર મધ્યપ્રાંતમાં આવેલા રાયપુરમાં ભરાનાર એક પરિષદમાં જવાને માટે ગાડીમાં બેસવા જતા હતા, ત્યાં તો એપ્રિલની ૧૪મી તારીખે તેમને પકડવામાં આવ્યા અને છ માસની સજા કરવામાં આવી.

તે વખતના અનુભવો વિષે જવાહર કહે છે :

"લગભગ સાત વરસના ગાળા પછી હું પાછો જેલ ગયો, એટલે જેલજીવનનાં મારાં સ્મરણો કંઈક ઝાંખાં થઈ ગયાં હતાં. બહાર ગાળેલા અતિશય ધમાલિયા અને કામઢા જીવન પછી મને અહીં જરા એકલવાયું લાગ્યું, અને મનમાં કંઈક નિરાશા છવાઈ ગઈ. હું છેક જ થાકી ગયો હતો, એટલે બે ત્રણ દહાડા તો મેં ખૂબ ઊંઘી કાઢ્યું. કસરતને માટે અથવા બીજા કોઈ પણ કારણસર મારા વાડામાંથી બહાર જવાની મને થોડા દિવસ પરવાનગી નહોતી. પાછળથી

લગભગ અંધારું હોય તે વખતે મળસકામાં અડધા કલાકને માટે બહાર જવાની તેમ જ તે સમય દરમિયાન જેલની મુખ્ય દીવાલની લગોલગ દોડવાની કે ફરવાની મને રજા આપવામાં આવી. મને મળના ટૂંકા ગાળામાં ખુલ્લી હવામાંથી જેટલી કસરત મળી શકે તેટલી મેળવી લેવાને માટે મેં દોડવાનું શરૂ કર્યું, અને ક્રમે ક્રમે વધારીને હું બે માઈલ જેટલું દોડતો.

"જ્યારે બીજા લોકો ભયનો સામનો કરીને કષ્ટ સહન કરતા હતા, ત્યારે તેમની સરખામણીના પ્રમાણમાં હું જેલમાં આરામથી રહેતો હતો અને એ વિચાર મને કઠવા લાગ્યો. મેં મારું જેલજીવન સતત ઉદ્યોગ વડે કઠણ કરી મૂક્યું. હું દિવસના લગભગ ત્રણ કલાક રેંટિયો કાંતતો, જેલના અધિકારીઓ પાસેથી ખાસ માગી લઈને બીજા બેથી ત્રણ કલાક હું પાટી વણવાનું કામ કરતો. હું ખૂબ વાંચતો અને બીજી રીતે વાળઝૂડમાં તેમ જ કપડાં ધોવાં વગેરેમાં વખત રોકી દેતો.

"મને આપવામાં આવેલો દીવો વાંચવા માટે બહુ કામનો ન હતો. તેથી હું બહુ વહેલો સૂઈ જતો અને છેક અંધારું હોય ત્યારે, એટલે લગભગ ચાર વાગ્યે કે કોઈ કોઈ વાર સાડાત્રણ વાગ્યાનો હું ઊઠી પડતો. તારાઓનું નિરીક્ષણ કરવાનું મને ગમતું. હું જે જગ્યાએ સૂઈ રહેતો ત્યાંથી બરાબર દીવાલની કોર પરથી ધ્રુવના તારાને ડોકિયું કરતો હું જોઈ શકતો અને તે હંમેશ એકના એક સ્થાને જોવાનો મળતો, તેથી મારા જીવને અતિશય સુખ થતું.

સતત ફર્યાં કરતા આકાશની વચ્ચે નિશ્ચલ રહેતો એ ધ્રુવ તારો પ્રસન્ન નિષ્ઠા અને દીર્ઘ ઉદ્યોગનું એક પ્રતીક હોય એવો લાગતો."

તા. ૧૧મી ઑક્ટોબર ૧૯૩૦ને દિને છ મહિનાની મુદત પૂરી થવાથી જવાહરને છોડી મૂકવામાં આવ્યા.

પરંતુ જેલ બહાર આવ્યાને હજી આઠ જ દિવસ થયા, ત્યાં તો જવાહરની પાછી ધરપકડ કરવામાં આવી. તેમને પાછા નૈની જેલમાં લઈ જવામાં આવ્યા. તેમને બે વરસની સખત કેદ અને વધારામાં દંડ ન ભરવામાં આવે તો બીજા પાંચ મહિનાની જેલ મળી. પરંતુ મોતીલાલજીની ગંભીર માંદગીને કારણે જવાહરને ૧૯૩૧ની ૨૬મી જાનેવારીએ છોડી મૂકવામાં આવ્યા.

ત્યાર પછી તેમને ૧૯૩૧ની ૨૬મી ડિસેમ્બરે પકડવામાં આવ્યા. તેમને બે વરસની સજા થઈ.

તે વખતનું વર્ણન કરતાં જવાહર કહે છે:

"નૈની જેલમાં છ અઠવાડિયાં રાખ્યા પછી મને બરેલીની જિલ્લા જેલમાં લઈ જવામાં આવ્યો. મારી તબિયત પાછી લથડી હતી અને દરરોજ ઝીણો તાવ રહેતો હતો તેનો મને ભારે કંટાળો આવતો હતો.

"મને બરેલીમાં ચાર મહિના રાખ્યો. પછી જ્યારે ઉનાળાની ગરમી વધારેમાં વધારે હતી ત્યારે મને ઠંડી જગ્યાએ, હિમાલયની તળેટીમાં દહેરાદૂનની જેલમાં લઈ જવામાં આવ્યો.

"કસરત તથા ઠીકઠીક સખત માનસિક કામથી મેં શરીરને બરાબર સાચવ્યું. કામ તથા કસરતની કિંમત બહાર ગમે તેટલી હોય, પણ જેલમાં તો તે અત્યંત આવશ્યક છે. તે વિના ત્યાં માણસના ભુક્કા જ થઈ જાય. સમયપત્રક બનાવી તેનું મેં કડકાઈથી પાલન કરવા માંડ્યું અને બરાબર તાજા રહેવા માટે રોજની ટેવોમાંની ઘણીખરી મેં ચાલુ રાખી. દાખલા તરીકે હું દરરોજ હજામત કરતો. (મને સેફ્ટી અસ્ત્રો આપવામાં આવ્યો હતો.) આવી નાની બાબતનો ઉલ્લેખ મેં એટલા જ માટે કર્યો છે કે સામાન્ય રીતે માણસો આવી ટેવો છોડી દે છે અને બીજી પણ અનેક બાબતોમાં શિથિલ થઈ જાય છે. દિવસના સખત કામ પછી સાંજે મને રુચિકર થાક લાગતો અને નિદ્રાનું મારી ઉપર આક્રમણ થતું. અમારા લોકોને જેલમાં ચક્કી, ઘાણી વગેરેનું સખતમાં સખત કામ આપવામાં આવતું.

"આમ દિવસો, અઠવાડિયાં અને મહિના વીતવા માંડ્યા. પરંતુ કોઈ કોઈ વાર મહિનો જાણે ચોંટી જ જાય, કેમે કર્યો પૂરો જ ન થાય અથવા પૂરો નથી થતો એમ લાગે. કોઈ કોઈ વાર મને બહુ અણગમો થઈ આવતો અને કંટાળો લાગતો. હું આખો જાણે લાગણીઓનું પોટલુ બની જતો અને જેલના જીવનમાંથી ઉત્પન્ન થતી વિવિધ વૃત્તિઓની અસર નીચે હું બહુ આવી જતો. સદ્ભાગ્યે આ વૃત્તિઓમાંથી હુ જલદી મુક્ત થઈ જતો.

"મુલાકાતનો દિવસ એટલે તો જેલમાં ભારે ઉત્સાહનો દિવસ. તેની ભારે ઉત્કંઠા રહેતી અને તેના દિવસો ગણાતા!

પ્રવાસીઓનાં વૃત્તાન્તો તેમ જ આધુનિક પ્રવાસીઓમાં સ્વેન હેડિનની મધ્ય એશિયામાં રણોમાંની મુસાફરી તથા રોરિકનાં ટિબેટમાંનાં વિચિત્ર સાહસો, એ મને બહુ આકર્ષતાં. ચિત્રોની ચોપડીઓ, ખાસ કરીને પહાડો, હિમનદો તથા રણોનાં ચિત્રોમાં મને બહુ રસ પડતો, કારણ જેલમાં વિશાળ અવકાશ અને સમુદ્રો તથા પહાડોને માટે દિલ ઝંખે છે. મારી પાસે માઉન્ટ બ્લૅંક, આલ્પ્સ તથા હિમાલયનાં ચિત્રોની કેટલીક સુંદર ચોપડીઓ હતી. તે હું વારંવાર કાઢતો અને મારી કોટડી અથવા બરાકની ગરમી ૧૧૫ અંશ અથવા તેથીયે વધારે હોય ત્યારે ચિત્રોમાંના હિમનદો નિહાળ્યા કરતો. નકશાપોથી (ઍટલાસ) પણ મનમાં બહુ લાગણીઓ ઊભી કરનારી વસ્તુ છે.

"દહેરાદૂન જેલમાં મારી નાની કોટડી અથવા ઓરડીમાં હું સાડા ચૌદ મહિના રહ્યો. મારી કોટડીમાં હું એકલો નહોતો. મોટા ભમરા અને નાની ભમરીઓની ત્યાં ઘણી વસાહતો હતી, અને વળીઓની પાછળ ઘણી ગરોળીઓએ ઘર કર્યાં હતાં. તેમાથી કેટલીક સાંજે શિકારની શોધમાં બહાર ફરવા નીકળી પડતી. જેલે અમારી રોજની સ્વાભાવિક પ્રવૃત્તિઓ કરતા અમને અટકાવ્યા, એટલે કુદરતનું અમે વધુ

મુલાકાતની ધમાલ પછી તેનો અનિવાર્ય પ્રત્યાઘાત આવતો અને પછી સૂનું સૂનું તથા એકલું એકલું લાગતું. મુલાકાત વખતે જેલના અમલદારો તો હાજર હોય જ. અલ્લાહાબાદ જેલમાં અને પાછળથી સરકાર તરફથી મારાં માતુશ્રી અને પત્ની પ્રત્યે જે વર્તન ચલાવવામાં આવ્યું તે કારણે આ કીમતી મુલાકાતો લેવાનું જ મેં છોડી દીધું! લગભગ સાત મહિના મેં એકે મુલાકાત ન લીધી. એ કાળ મને બહુ સૂતકાર લાગ્યો.

"હું દરરોજ થોડું કાંતતો, કારણ આવા થોડા શારીરિક કામથી મનને કરાર રહેતો અને વધારે પડતા બૌદ્ધિક કામમાં તેથી રાહત રહેતી. પરંતુ મારો મુખ્ય વ્યવસાય વાંચવા-લખવાનો જ હતો. મારે જોઈએ એટલી ચોપડીઓ તો ન મળતી, કારણ અનેક પ્રતિબંધો હતા અને ચોપડીઓ પર ચોકી હતી. બ્રિટિશ અમલદારો ધાર્મિક પુસ્તકો અને નવલકથાઓ તરત જ આપતા. હું મારી ચોપડીમાં મશગૂલ રહેતો. સામાન્ય રીતે 'ભારે' ચોપડીઓ જ વાંચતો. નવલકથાઓથી માનસિક શિથિલતા આવી જાય છે અને હું બહુ નવલકથાઓ વાંચતો નહીં.

"કોઈક વાર ઘણું વાંચીને કંટાળી જતો, એટલે પછી લખવા માંડતો. મારી દીકરીને મેં ઇતિહાસ ઉપર જે પત્રો લખ્યા છે તેમાં મારી બે વરસની સજાનો ઘણો ભાગ ગયો. મારું માનસિક સ્વાસ્થ્ય જાળવી રાખવામાં એની મદદ મને ઘણી થઈ. પ્રવાસનાં પુસ્તકો મને હમેશાં ગમતાં. હ્યુએન-સંગ અને માર્કોપોલો, ઇબ્નબતૂતા અને બીજા જૂના

પ્રવાસીઓનાં વૃત્તાન્તો તેમ જ આધુનિક પ્રવાસીઓમાં સ્વેન હેડિનની મધ્ય એશિયામાં રણોમાંની મુસાફરી તથા ગેરિકનાં ટિબેટમાંનાં વિચિત્ર સાહસો, એ મને બહુ આકર્ષતા. ચિત્રોની ચોપડીઓ, ખાસ કરીને પહાડો, હિમનદો તથા રણોનાં ચિત્રોમાં મને બહુ રસ પડતો, કારણ જેલમાં વિશાળ અવકાશ અને સમુદ્રો તથા પહાડોને માટે દિલ ઝંખે છે. મારી પાસે માઉન્ટ બ્લૅંક, આલ્પ્સ તથા હિમાલયનાં ચિત્રોની કેટલીક સુંદર ચોપડીઓ હતી. તે હું વારંવાર કાઢતો અને મારી કોટડી અથવા બરાકની ગરમી ૧૧૫ અંશ અથવા તેથીયે વધારે હોય ત્યારે ચિત્રોમાના હિમનદો નિહાળ્યા કરતો. નકશાપોથી (ઍટલાસ) પણ મનમાં બહુ લાગણીઓ ઊભી કરનારી વસ્તુ છે.

"દહેરાદૂન જેલમાં મારી નાની કોટડી અથવા ઓરડીમાં હું સાડા ચૌદ મહિના રહ્યો. મારી કોટડીમાં હું એકલો નહોતો. મોટા ભમરા અને નાની ભમરીઓની ત્યા ઘણી વસાહતો હતી, અને વળીઓની પાછળ ઘણી ગરોળીઓએ ઘર કર્યાં હતાં. તેમાંથી કેટલીક સાંજે શિકારની શોધમાં બહાર ફરવા નીકળી પડતી. જેલે અમારી રોજની સ્વાભાવિક પ્રવૃત્તિઓ કરતા અમને અટકાવ્યા, એટલે કુદરતનું અમે વધુ નિરીક્ષણ કરતા થયા. મારુ નિરીક્ષણ જેમ વધતું ગયુ તેમ તેમ મારી કોટડીમાં અથવા તેની આગળના નાના વાડામાં રહેતાં જાતજાતનાં જંતુઓ મને નજરે ચડવા લાગ્યાં. માંકડ, મચ્છર તથા કાંઈક અંશે માખીઓ સાથે તો મારે સતત યુદ્ધ ચાલતું. ભમરા તથા ભમરીઓની તો હું દરકાર કરતો

નહીં. ચામાચીડિયાં મને બિલકુલ ગમતાં નહોતાં પણ મારે તેમને વેઠી લેવાં પડતાં. કીડીઓ, ઊધઈ તથા બીજાં જંતુઓની પ્રવૃત્તિઓનું નિરીક્ષણ તો હું કલાકો સુધી કરતો.

"ત્યાં ખિસકોલીઓ પણ હતી — પાસે ઝાડ હોય ત્યાં તો ટોળેટોળાં. લખનૌ જેલમાં બહુ વાર સુધી બિલકુલ હાલ્યા ચાલ્યા વિના હું વાંચતો બેસતો. ખિસકોલી મારા પગ ઉપર ચડતી અને મારા ઘૂંટણ ઉપર બેસીને આમ તેમ જોતી. પણ તે મારી આંખ સામે તાકતી ત્યારે મને ભાન થતું કે હું કોઈ ઝાડ અથવા તો તેણે બીજું જે કાંઈ ધાર્યું હોય તે નહોતો. ક્ષણભર ભયથી ગભરાતી અને પછી ભાગતી. અલમોડાની પહાડી જેલ સિવાય બીજી જે જે જેલોમાં હું ગયો ત્યાં કબૂતર ખૂબ હતાં — હજારો કબૂતર. મેનાઓ તો દરેક સ્થળે જોવામાં આવતી. દહેરાદૂનમાં મારી કોટડીના બારણા ઉપર તેમના એક જોડાએ માળો બાંધેલો. અને હું તેમને ખવડાવતો. નૈનીમાં હજારો પોપટ હતા. મારી બરાકની ભીંતની બખોલમાં ઘણા રહેતા. તેમના સંવનનનું અને પ્રેમારાધનનું દૃશ્ય અતિશય ચિત્તાકર્ષક હોય છે. કોઈ વાર એક માદા પોપટ માટે બે નર પોપટ વચ્ચે ઝનૂની લડાઈ થાય; પેલી માદા પોપટ લડાઈના પરિણામની શાંતિથી રાહ જુએ, અને વિજયી વીરને પોતાના પ્રેમથી સત્કારવા તત્પર રહે.

"દહેરાદૂનમાં અનેક જાતનાં પંખીઓ હતાં. તેમનાં ગાયન અને કૂજનનું તાલ અને મેળ વિનાનું છતાં સુમધુર વૃંદસંગીત ચાલતું. તે બધામાંથી કોયલના દર્દભર્યા ટહુકા અલગ તરી આવતા. બરેલી જેલમાં વાંદરાની મોટી વસાહત

હતી. તેમનાં દાંતિયાં અને ચાળા જોવાની હંમેશાં મજા પડતી. એવાં પ્રાણીઓ પણ અમારી મુલાકાત લેતાં, જેમનો સત્કાર કરવા અમે તૈયાર નહોતા. અમારી કોટડીમાં વીંછી ઘણી વાર નીકળતા. મારી કોટડીમાં અથવા તેની નજીક ત્રણ ચાર વખત સાપોએ દર્શન દીધેલાં.

"કેદીઓમાં, ખાસ કરીને લાંબી સજાવાળા કેદીઓમાં, લાગણીની અથવા પ્રેમની ભૂખ અણસંતોષાયેલી બહુ રહે છે. તેઓ આ ભૂખને સંતોષવાનો પ્રયત્ન જાનવરો પાળીને કરે છે. પાળવામાં આવતાં જાનવરોમાં મોટે ભાગે ખિસકોલીઓ, અને વિચિત્ર લાગે છે પણ, નોળિયા હોય છે. કૂતરાને જેલમાં આવવા દેતા નથી, પણ બિલાડીઓને ઉત્તેજન મળતું હોય એમ લાગે છે.

"બહાર કરતાં જેલમાં હું જાનવરોની સાથે વધુ સંબંધમાં આવ્યો. મને કૂતરાંનો શોખ છે અને મેં કૂતરાં પાળેલાં પણ છે, પરંતુ બીજા કામની આડે હું તેમની જોઈએ તેવી સંભાળ રાખી શકતો નથી. જુદા જુદા દેશોએ પોતાની મહત્ત્વાકાંક્ષા અથવા ચારિત્ર્યના પ્રતીક તરીકે જુદાં જુદાં પ્રાણીઓ પસંદ કર્યાં છે. રાષ્ટ્રમાન્ય પશુઓ રાષ્ટ્રના ચારિત્ર્યના ઘડતરમાં કેટલો ફાળો આપે છે! હિંદુ લોકોનું આરાધ્ય પશુ ગાય છે, એટલે તેઓ નરમ અને અહિંસક થાય એમાં પણ નવાઈ નથી.

"જેલજીવનમાં ઘણી વાર મંદોત્સાહ થઈ જવાય છે. મારી સાધારણ રીતે સારી તબિયત અને તેની ખુમારી તેવા પ્રસંગોમાં મને બહુ મદદગાર નીવડતાં. મારા મિતાચાર

અને આરોગ્યનો એક પુરાવો મને એ લાગે છે કે અંગત માથું દુઃખવું એટલે શું એ મેં હજી કદી જાણ્યું જ નથી, તેમ અનિદ્રાથી હું કદી હેરાન થયો નથી. સુધારાના આ બે સામાન્ય રોગોથી હું મુક્ત રહ્યો છું. તેમ જ વાંચવા લખવાનું પુષ્કળ, અને ઘણીક વાર જેલના ઝાંખા દીવા આગળ, કરવા છતાંયે મારી આંખો પણ સારી રહી છે. આંખના એક ખાસ દાક્તરને મારી સારી આંખો જોઈ ને આશ્ચર્ય થયું હતું.

"જેઓ મિતાચાર અને ગાંભીર્યનું મોટું ધતિંગ કરી મૂકે છે અને તેમાં સહેજ પણ ફેરફાર થવા દેતા નથી એવા લોકોનો મને ભારે અણગમો છે. ખાવાની બાબતમાં અનેક પ્રયોગો કરવાની ચીકાશ મેં રાખી નથી. ભારે પદાર્થો તથા ભોજનમાં અતિ ક્રાંતિ, એ બે વાતોથી હું દૂર રહ્યો છું. મહાસભાની પ્રવૃત્તિની તાણ તથા જીવનની અનિયમિતતા છતાં એકંદરે મારું શરીર ઠીક રહ્યું હતું. મને લાગે છે કે આનું એક કારણ તો એ છે કે વારસામાં જ મને સારું શરીર મળ્યું છે. બીજું કારણ એ છે કે હું શરીર ઠીક સંભાળી લઉં છું. માંદગી, નબળી તબિયત અથવા તો વધારે પડતી ચરબી એ મને ભારે શરમભરેલી વસ્તુઓ લાગે છે. એટલે કસરત, ખુલ્લી હવા અને સાદા ખોરાકથી એ વસ્તુઓને મેં પ્રયત્નપૂર્વક દૂર રાખી છે. મારો પોતાનો અનુભવ એવો છે કે, હિંદુસ્તાનમાં મધ્યમ વર્ગના લોકોનાં બહુ મોટા ભાગનાં દરદો ખોટી રીતના ખોરાકને કારણે નીપજે છે. એ લોકો વધુ પ્રમાણમાં અને બહુ ભારે ખોરાક ખાય છે. (અલબત્ત, જે લોકોને આવો દુર્વ્યય કરવાની ટેવો રાખવી

પોસાય તેમની જ આ વાત છે.) હેતઘેલી મા પોતાના બાળકને મીઠાઈ તથા એવી બીજી વાનીઓ વધારે પડતી ખવડાવીને આજીવન અજીર્ણનો મજબૂત પાયો નાખે છે. વળી બાળકોને ખૂબ કપડાંથી ઢબૂરવામાં આવે છે."

ત્યાર પછી ૧૧મી ફેબ્રુઆરી ૧૯૩૪ને રોજ અલ્લાહાબાદમાં એમની ધરપકડ થઈ. એ સાતમી જેલયાત્રાનું વર્ણન 'આત્મકથા'માં કરતાં જવાહર કહે છે:

"પાંચ મહિના અને તેર દિવસ બહાર રહ્યા પછી પાછો હું સૌ સ્વજનોને છોડી એકાંતવાસમાં ચાલ્યો. પણ એની સાચી વેદના મારે ભોગવવાની નહોતી. એનું કષ્ટ હંમેશની જેમ સ્ત્રીઓએ ઉઠાવવાનું હતું—મારી બીમાર માએ, મારી પત્નીએ અને મારી બહેને મને બે વરસની સજા થઈ. મારી સાતમી જેલયાત્રા શરૂ થઈ.

"પ્રેસિડેન્સી જેલમાંથી મને અલીપુર સેન્ટ્રલ જેલમાં લઈ ગયા. ત્યાં આશરે ૧૦×૯ની એક ઓરડી આપવામાં આવી. કલકત્તાની ઋતુ મને કયારેય ગમતી નહોતી અને થોડા દહાડામાં તો હું કરમાવા અને કંટાળવા લાગ્યો. કસરતને માટે પૂરતી જગ્યાનો અભાવ અને લાંબા વખત સુધી પુરાઈ રહેવાનુ! મારુ વજન ઝપાટાબંધ ઓછુ થવા લાગ્યુ.

"૭મી મેએ મારો સામાન તૈયાર કરવાનો અને જેલમાંથી કૂચ કરવાનો મને હુકમ મળ્યો. મને દહેરાદૂન જેલમાં લઈ જતા હતા. બદલીથી હું રાજી થયો. ત્યાં પહોંચ્યા પછી મને જણાયુ કે નવ મહિના પર નૈની જેલમાં મારી ત્યાંથી બદલી થઈ હતી તે વખતના જેવું આ વખતે બધું નહોતું.

"મને એક નવી જગ્યામાં રાખવામાં આવ્યો. એક ઢોરની ગમાણને સાફ કરી મારે માટે રહેવાનું સ્થાન તૈયાર કર્યું હતું. જેલજીવનની સામાન્ય હિલચાલ પણ મારે માટે નહોતી, કારણ કે મને સાવ અલગ અને એકલો જ રાખવામાં આવ્યો હતો.

"મારી આંખો આખો વખત ભીંતો સામે જોઈ જોઈ ને થાકેલી અને ભારે બનતી. એ દિવસોમાં મારા જ્ઞાનતંતુઓ નબળા પડી ગયા હતા. મારી શાંત અને ગાઢ નિદ્રા ગઈ હતી અને અનેક જાતનાં ભયાનક સ્વપ્નાં મને આવતાં. કોઈક વાર હું ઊંઘમાં બૂમ પાડી ઊઠતો."

પછી તો કમલાદેવીની માંદગીને લીધે જવાહરને વચ્ચે વચ્ચે થોડા દિવસ માટે છોડી મૂકવામાં આવતા. અને કમલાદેવીને છેવટે ખૂબ જ ગભીર સ્થિતિ થતાં ચોથી સપ્ટેમ્બરને રોજ જવાહરને આલ્મોડા જેલમાંથી એકાએક છોડી મૂકવામાં આવ્યા.

જવાહરે પોતાની 'આત્મકથા'માં ૧૯૪૦ સુધીનું જ વર્ણન આપ્યુ છે. તેથી છેવટની બે જેલયાત્રાનું વર્ણન જવાહરના શબ્દોમાં ઉપલબ્ધ નથી.

## ૧૫

'હિંદ છોડો'ની હાકલ વખતે ૧૯૪૨ની ૯મી ઑગસ્ટે ગાંધીજી, જવાહર વગેરેને જેલમાં પૂરવામાં આવ્યા હતા. છેવટે દુનિયાની પરિસ્થિતિમાં પલટો આવતાં ૧૯૪૫ના જૂનની ૧૫મીએ બધા નેતાઓને મુક્ત કરવામાં આવ્યા.

૯મી મે ૧૯૪૬માં જવાહર કૉંગ્રેસના ચોથી વાર પ્રમુખ તરીકે ચૂંટાયા. હિંદના વાઈસરૉયે એ વર્ષના ઑગસ્ટમાં જવાહરને વચગાળાની સરકાર રચનાનું આમંત્રણ આપ્યું. એ પ્રમાણે બીજી સપ્ટેમ્બર ૧૯૪૬માં વચગાળાની સરકાર રચવામાં આવી અને જવાહર વાઈસરૉયની કારોબારીના ઉપ-પ્રમુખ તેમ જ વિદેશખાતાના પ્રધાન નિમાયા.

પછી તો દેશભરમાં કોમી રમખાણો ફાટી નીકળ્યાં. મહાત્મા ગાંધીજી તેમ જ બીજા સૌ નેતાઓએ દેશમાં કોમી એકતા અને શાંતિ સ્થાપવા તનતોડ પ્રયત્નો કર્યા. પરંતુ છેવટે હિંદના ભાગલા થયા; ભારત અને પાકિસ્તાનનાં બે સ્વતંત્ર રાષ્ટ્રોની રચના થઈ. આમ, ૧૫ મી ઑગસ્ટ ૧૯૪૭ને રોજ આપણને આઝાદી મળી. જવાહરલાલ નેહરુ સ્વતંત્ર ભારતના પહેલા વડાપ્રધાન બન્યા.

પરંતુ ભાગલા પછી પણ પાકિસ્તાન અને ભારતમાં કોમી વેરઝેરે પોતાનું ભીષણ સ્વરૂપ એવું ને એવું જાળવી રાખ્યું. એમાં છેવટે ૩૦ મી જાનેવારી ૧૯૪૮ને રોજ આપણા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીની હત્યા થઈ!

આથી જવાહર વગેરે દેશનેતાઓ કટોકટીમાં મુકાઈ ગયા. તે વખતે નેહરુ સરકાર સામે પાકિસ્તાનથી આવતા લાખો નિર્વાસિતોને વસાવવા, દેશી રાજ્યોનો પ્રશ્ન એવા કેટલાય વિકટ સવાલો હતા જ.

એ બધા સવાલોમાંથી આપણો દેશ ધીમે ધીમે બહાર નીકળતો હતો, ત્યાં તો ૧૯૬૨ માં ઑક્ટોબર-નવેમ્બરમાં લાલ ચીને ભારતની ઉત્તર સરહદ પર આક્રમણ કર્યું. એટલે

નેહરુ સરકાર સામે દેશની સલામતી જાળવવાનો અતિવિકટ પ્રશ્ન આવીને ખડા થયો.

પછી ૧૯૬૪ના જાન્યુઆરીમાં ભુવનેશ્વરમાં કોંગ્રેસ અધિવેશન મળ્યું. તે વખતે જવાહરને પક્ષાઘાતનો હુમલો એકાએક થતાં તેઓ છેવટ સુધી એ અધિવેશનમાં હાજર રહી શકયા નહીં. ત્યાર પછી તેમની તબિયત ઝડપથી નબળી પડવા લાગી.

પરંતુ કંઈક સારુ જણાતાં જવાહરે મે માસમાં મુંબઈમાં કોંગ્રેસ મહાસમિતિની બેઠકમાં હાજરી આપી હતી.

ત્યાર બાદ આરામ લેવા જવાહર ૨૩મીથી ૨૬મી મે સુધી દહેરાદૂન રહેવા ગયા. ત્યાંથી સાજાસમા ૨૬મીએ દિલ્હી આવી ગયા હતા.

૨૬મી મેની રાત પણ જવાહરે સારી રીતે પસાર કરી હતી. પરંતુ ૨૭મીની વહેલી સવારે વાંસો દુખવાની વાત જવાહરે એમની સેવામાં રહેલા અંગત નોકરને કરી. તેણે ઈંદિરાબહેનને આ વાતની જાણ કરતાં તેમણે ડૉકટરોને બોલાવ્યા.

થોડી વાર પછી જવાહર બેભાન થઈ ગયા. છેવટે બુધવાર તા. ૨૭મી મે ૧૯૬૪ને રોજ બપોરે બે વાગ્યે જવાહર અવસાન પામ્યા!

બીજે દિવસે વિરાટ માનવમેદની વચ્ચે સ્મશાનયાત્રા નીકળી. જમુનાને તીરે રાજઘાટ પરની મહાત્મા ગાંધીજીની સમાધિથી થોડે દૂર આવેલા સ્થાને જવાહરના દૌહિત્ર સંજયે

આપણા સૌના લાડીલા નેહરુચાચાના મૃતદેહને સાંજે ચાર વાગ્યાને સાડત્રીસ મિનિટે અગ્નિસંસ્કાર કર્યો હતો.

ત્યાર બાદ જવાહરના અવસાનના બારમા દિવસે તારીખ ૮મી જૂનને દિને જવાહરની ઇચ્છા અનુસાર, તેમના વસિયતનામામાં દર્શાવ્યા પ્રમાણે —

"....થોડાંક અસ્થિફૂલ ગંગા નદીમાં પધરાવવાં અને....મારાં મોટા ભાગનાં અસ્થિફૂલનું વિસર્જન બીજી રીતે કરવું. હું ઇચ્છું છું કે, એ અસ્થિફૂલ એક વિમાનમાં ખૂબ ઊંચે લઈ જવામાં આવે અને ત્યાંથી, જે ખેતરોમાં ભારતના કિસાનો પસીનો વહાવી રહ્યા છે તે ખેતરો ઉપર વેરવામાં આવે, જેથી કરીને એ ભારતની ધૂળ અને ધરતી સાથે એકરૂપ બની જાય તથા ભારતના અવિભાજ્ય અંગરૂપ બની જાય."

— થોડાંક અસ્થિફૂલ પ્રયાગની ત્રિવેણીના (ગંગા, યમુના અને સરસ્વતીના) પવિત્ર સંગમમાં તેમ જ ભારતની બીજી બધી નદીઓમાં પણ પધરાવવામાં આવ્યાં અને એમનાં મોટા ભાગનાં અસ્થિફૂલ આખા દેશમાં વિમાનોમાંથી વેરવામાં આવ્યાં હતાં.

આ રીતે આપણા પ્યારા ભારત દેશ માટે આખું જીવન સમર્પણ કરીને જીવનની છેલ્લી ઘડી સુધી કાર્યરત રહીને જવાહર આપણાં સૌનાં દિલમાં અમર થઈ ગયા.

આપણા વડા પ્રધાન જવાહરલાલનું પ્યારું સૂત્ર છે: 'आराम हराम है।' એ સૂત્રને જવાહરે પોતે જીવનમાં ઉતાર્યું હતું. તેઓ રાતદિવસ ભારતના નવનિર્માણ માટે કામ

કરતા જ રહ્યા. એમના અચાનક અવસાન પહેલાંની રાત્રે મોડે સુધી જવાહરે દોઢેક કલાક ફાઈલો જોવામાં અને એનો નિકાલ કરવામાં ગાળ્યો હતો. એમણે બે ત્રણ સરકારી કાગળો પણ લખાવ્યા હતા. જવાહરના લગભગ છેવટના શબ્દો આ હતા:

"મેં તમામ ફાઈલો અને કાગળિયાંનો નિકાલ કરી નાખ્યો છે."

એમના અવસાન બાદ એમના કામકાજના ટેબલ પરથી એક પેડ મળી હતી. એના ઉપર જવાહરે પોતાના હસ્તાક્ષરમાં જાણીતા અમેરિકન કવિ રોબર્ટ ફ્રૉસ્ટના કાવ્ય 'Stopping by woods on a snowy'—બરફની સાંજે વનમાં વિરામ—ની નીચેની પંક્તિ ઉતારેલી હતી.

'The woods are lovely, dark and deep,
But I have promises to keep,
And miles to go before I sleep,
And miles to go before I sleep;

—'અરણ્યો છે સોહામણાં, પણ તેટલાં જ શ્યામ અને ગાઢ. મારે તો આપેલાં વચનો પાળવાનાં છે. એટલે એ અરણ્યોમાં માઈલોના માઈલ સુધીનો પંથ કાપીને જ મારે જંપવાનું છે.'

એવું જ આપણને જવાહરના જીવનમાં પણ જોવા મળે છે. અને તેઓ પોતે સેવેલી મહત્ત્વાકાંક્ષા અનુસાર જીવન જીવી ગયા:

"હું અનેક રીતે ઘણો મહત્ત્વાકાંક્ષી માણસ રહ્યો છું. પરંતુ મને ખબર નથી કે હવે હું મારી જાતને, સામાન્ય રીતે માણસને જે અર્થમાં મહત્ત્વાકાંક્ષી કહે છે તે અર્થમાં, મહત્ત્વાકાંક્ષી કહી શકું.

"પણ એક મહત્ત્વાકાંક્ષા મારામાં હજી છે અને તે આ છે: ભવિષ્યમાં જે કંઈ થોડાં વરસ મારે માટે ગ્યાં હોય તેમાં હું મારામાં રહેલી તમામ પ્રાણશક્તિથી હિંદના નિર્માણકાર્યમાં ઝંપલાવું. મારી શક્તિનું ટીપેટીપું ખલાસ થઈ જાય અને નિરર્થક વસ્તુને કચરાના ગંજમાં નાખી દે છે એમ હું ફેંકાઈ જાઉં ત્યાં સુધી હું લગાતાર છેલ્લી ક્ષણ પર્યંત એમાં રચ્યોપચ્યો રહેવા માગું છું.

"મારા મૃત્યુ પછી મારા વિષે તમે કે બીજું કોઈ પણ શું વિચારશે તેની મને ચિંતા નથી. મારા માટે પૂરતા સંતોષની વાત તો એ જ છે કે મેં મારી સઘળી શક્તિઓ ભારતની સેવામાં ખર્ચી દીધી છે.

"મારા મૃત્યુ પછી મારી ખ્યાતિ કેવી હશે તેની મને તમા નથી. પણ ત્યારે જો કોઈ મારા વિષે વિચાર કરે તો તેઓ આમ કહે એમ હું ઇચ્છું : આ એક એવો માણસ હતો જે પોતાના હૃદય—મનના પરિપૂર્ણ સમર્પણપૂર્વક ભારતને અને ભારતના લોકોને ચાહતો હતો અને સામેથી લોકો પણ તેની ખામીઓ દરગુજર કરી તેની ઉપર મૂકીને અઢળક પ્રેમ વરસાવતા હતા."

કરતા જ રહ્યા. એમના અચાનક અવસાન પહેલાંની રાત્રે મોડે સુધી જવાહરે દોઢેક કલાક ફાઈલો જોવામાં અને એનો નિકાલ કરવામાં ગાળ્યો હતો. એમણે બે ત્રણ સરકારી કાગળો પણ લખાવ્યા હતા. જવાહરના લગભગ છેવટના શબ્દો આ હતા :

"મેં તમામ ફાઈલો અને કાગળિયાંનો નિકાલ કરી નાખ્યો છે."

એમના અવસાન બાદ એમના કામકાજના ટેબલ પરથી એક પેડ મળી હતી. એના ઉપર જવાહરે પોતાના હસ્તાક્ષરમાં જાણીતા અમેરિકન કવિ રોબર્ટ ફ્રૉસ્ટના કાવ્ય 'Stopping by woods on a snowy'— બરફની સાંજે વનમાં વિરામ — ની નીચેની પંક્તિ ઉતારેલી હતી.

'The woods are lovely, dark and deep,
But I have promises to keep,
And miles to go before I sleep,
And miles to go before I sleep;

3. An Autobiography — મારી જીવનકથા

૧૯૩૪–૩૫ દરમિયાન આલ્મોડાની જેલમાં લખાયેલા આ પુસ્તકમાં જવાહરે પોતાના જીવન ઉપરાંત હિંદની આઝાદીની ચળવળનું અનોખું બયાન કર્યું છે. ૧૯૪૦માં એની બીજી આવૃત્તિ બહાર પડી તે વખતે જવાહરે ૧૯૪૦ સુધીનું વર્ણન પુરવણી રૂપે લખી આપ્યુ હતું.

4. Discovery of India — મારું હિંદનું દર્શન

૧૯૪૨–૪૫માં અહમદનગરના કિલ્લામાં ભોગવેલા કારાવાસ દરમિયાન જવાહરે લખેલા આ પુસ્તકમાં ભારતના ઇતિહાસની એક ઊડતી ઝલક આપી છે.

5. A Bunch of Old Letters — કેટલાક જૂના પત્રો

આ સદીના મુખ્યત્વે ત્રીજા-ચોથા દાયકા દરમિયાન ગાંધીજી અને બીજા રાષ્ટ્રીય નેતાઓએ તથા વિદેશની નામાંકિત વ્યક્તિઓએ જવાહર પર લખેલા પત્રો તેમ જ જવાહરે તેઓ પર લખેલા કેટલાક પત્રોને આ પુસ્તકમાં સંગૃહીત કરેલા છે.

6. Jawaharlal Nehru's Speeches—Three Volumes

સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયા પછીના જવાહરના વિચારો જાણવા માટેનું એકમાત્ર સાધન તેમનાં પ્રવચનો અને વ્યાખ્યાનો છે. આ ત્રણ ગ્રંથોમાં એ પ્રવચનો અને વ્યાખ્યાનોને સંગૃહીત કરીને ભારતના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યાં છે.

7. Unity of India

આમાં જવાહરનાં સ્વાતંત્ર્યપ્રાપ્તિ પહેલાંનાં છૂટક લખાણો-નો સંગ્રહ છે. શ્રી વી. કે. કૃષ્ણમેનને એ સંપાદિત કર્યાં છે.

આમ, ભારતના લાડીલા નેતા, બાળકોના પ્યારા નેહરુચાચા ક્ષરદેહે આપણને છોડીને ચાલ્યા ગયા, પરંતુ તેમના અમર આત્માની સુવાસ આપણી વચ્ચે સદા મહેકતી રહેશે. માતૃભૂમિ માટે તન, મન અને ધન અર્પનાર નેહરુ ચાચાને આપણાં વંદન હો!

## જવાહરનો અક્ષરદેહ

જવાહરલાલ નેહરુએ લખેલાં પુસ્તકો એમના જીવનની વિચારસરણી સમજવામા સહાયરૂપ થાય એવાં છે. એમનાં ઘણાંખરાં પુસ્તકો જેલ-જીવન દરમિયાન જ લખાયેલાં છે.*

1. Letters From a Father To His Daughter— ઇન્દુને પત્રો

જવાહરે પોતાની દસેક વરસની પુત્રી ઇન્દિરાને ૧૯૨૮માં લખેલા આ ૩૦ પત્રોમાં તેમણે જગતના આદિકાળનું ટૂંકું વર્ણન આપેલ છે. કિશોરોને ગમી જાય એવી સરળ પ્રવાહી શૈલીમાં એ લખાયેલુ છે.

2. Glimpses of World History — જગતના ઇતિહાસનું રેખાદર્શન

૧૯૩૨–૩૩ દરમિયાન નૈની, બરેલી અને દહેરાદૂનની જેલોમાંથી જવાહરે પોતાની પુત્રી ઇન્દિરાને લખેલા આ પત્રોમાં, 'ઇન્દુને પત્રો' ચોપડીના અનુસંધાનમાં, માનવ-જાતની ચડતીપડતીની ભવ્ય કથા આલેખેલી છે.

* પ્રથમ પાંચ પુસ્તકોના ગુજરાતી અનુવાદ અને કેટલાંકના સંક્ષેપ નવજીવન કાર્યાલય, અમદાવાદ તરફથી પ્રસિદ્ધ થયાં છે.

3. An Autobiography — મારી જીવનકથા

૧૯૩૪–૩૫ દરમિયાન આલ્મોડાની જેલમાં લખાયેલા આ પુસ્તકમાં જવાહરે પોતાના જીવન ઉપરાંત હિંદની આઝાદીની ચળવળનું અનોખું બયાન કર્યું છે. ૧૯૪૦માં એની બીજી આવૃત્તિ બહાર પડી તે વખતે જવાહરે ૧૯૮૦ સુધીનું વર્ણન પુરવણી રૂપે લખી આપ્યું હતું.

4. Discovery of India — મારું હિંદનું દર્શન

૧૯૪૨–૪૫માં અહમદનગરના કિલ્લામાં ભોગવેલા કારાવાસ દરમિયાન જવાહરે લખેલા આ પુસ્તકમાં ભારતના ઇતિહાસની એક ઊડતી ઝલક આપી છે.

5. A Bunch of Old Letters — કેટલાક જૂના પત્રો

આ સદીના મુખ્યત્વે ત્રીજા-ચોથા દાયકા દરમિયાન ગાંધીજી અને બીજા રાષ્ટ્રીય નેતાઓએ તથા વિદેશની નામાંકિત વ્યક્તિઓએ જવાહર પર લખેલા પત્રો તેમ જ જવાહરે તેઓ પર લખેલા કેટલાક પત્રોને આ પુસ્તકમાં સંગૃહીત કરેલા છે.

6. Jawaharlal Nehru's Speeches—Three Volumes

સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયા પછીના જવાહરના વિચારો જાણવા માટેનું એકમાત્ર સાધન તેમનાં પ્રવચનો અને વ્યાખ્યાનો છે. આ ત્રણ ગ્રંથોમાં એ પ્રવચનો અને વ્યાખ્યાનોને સંગૃહીત કરીને ભારતના પ્રકાશન ખાતાએ પ્રસિદ્ધ કર્યાં છે.

7. Unity of India

આમાં જવાહરનાં સ્વાતંત્ર્યપ્રાપ્તિ પહેલાંનાં છૂટક લખાણો-નો સંગ્રહ છે. શ્રી વી. કે. કૃષ્ણમેનને એ સંપાદિત કર્યો છે.

8. India Today and Tomorrow

૧૯૫૯ના ફેબ્રુઆરીમાં જવાહરે મૌલાના અબુલ કલામ આઝાદના સ્મારક રૂપે શરૂ થયેલી આઝાદ સ્મારક-વ્યાખ્યાન-માળામાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ.

9. Soviet Russia

જવાહરે ૧૯૨૭માં સોવિયેટ રશિયાની મુલાકાત લીધી હતી. એ યાત્રાનું આમાં વર્ણન છે. આ જવાહરનું પ્રથમ પુસ્તક પણ છે.

10. India and the World

આ પુસ્તકમાં ભારત અને દુનિયાને અનુલક્ષીને વિશ્વ-રાજકારણ વિષે જવાહરે કરેલા ચિંતનનું દર્શન થાય છે.

૧

## 'એમના હાથમાં રાષ્ટ્ર સુરક્ષિત છે'

મહાત્મા ગાંધીજીએ જવાહર વિષે 'નવજીવન'માં તા. ૬-૧૦-'૨૯ને રોજ લખ્યું છે:

"વીરતામાં જવાહરલાલને ટપી જાય એવું કોઈ નથી. અને સ્વદેશપ્રેમમાં એમની આગળ જવાની કોની મજાલ છે?

"જો એમનામાં યોદ્ધાનો જુસ્સો અને ઉતાવળિયાપણું છે, તો સાથે સાથે મુત્સદ્દીની દક્ષતા પણ એમનામાં ઓછી નથી.

"એ શિસ્તપ્રેમી છે, અને તેથી તે કઠે એવી લાગે ત્યાંયે તેમણે તેનું કડક પાલન કરી બતાવ્યું છે.

"એ ઉદ્દામ તો છે જ, પોતાની આજુબાજુના કરતાં એમના વિચાર ઘણા આગળ દોડે છે. પણ એ નમ્ર છે, અને તૂટે ત્યાં સુધી ન તાણવા જેટલા વ્યવહારુ છે.

"સ્ફટિક જેવા એ સ્વચ્છ છે, અને એમની સત્યશીલતા વિષે કોઈ શંકા કરી શકે એમ નથી.

"એ નિર્મળ, નિષ્કલંક ક્ષત્રિય છે.

"એમના હાથમાં રાષ્ટ્ર સુરક્ષિત છે."

૨

## નવભારતના ઋતુરાજ

ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર જવાહરને બિરદાવતાં કહે છે:

"જવાહરલાલ નેહરુ તરુણ ભારતના સિંહાસન માટે નિઃશંક અધિકારી છે.

"તેમનું ચારિત્ર્ય ભવ્ય છે. તે અડગ નિશ્ચય અને અજેય ધૈર્ય ધરાવે છે. પરંતુ અટલ નીતિમત્તા તથા બૌદ્ધિક પ્રામાણિકતા તેમને લોકોત્તર બનાવે છે.

"જ્યાં આત્મવંચના સહિત હરેક પ્રકારની છેતરપિંડીનો પાર હોતો નથી એવી રાજકીય ધાંધલની વચ્ચે તેમણે વિશુદ્ધિનો ઝંડો અસાધારણપણે ટકાવી રાખ્યો છે.

"જોખમને પ્રસંગે તેમણે કદી પણ સત્યને ઉવેખ્યું નથી તેમ જ સગવડભર્યું થઈ પડે એવે વખતે જૂઠ સાથે તેમણે કદાપિ મિત્રાચારી કરી નથી.

"જ્યાં સફળતા જેટલી હીન તેટલી સુગમ હોય છે, એવા કુટિલ નીતિના નામોશીભર્યા માર્ગેથી તેમની જ્વલંત બુદ્ધિએ સાફ સાફ શબ્દોમાં ઘૃણા દર્શાવીને પોતાની પીઠ ફેરવી છે.

"સ્વતંત્રતા માટેની તેમની લડતમાં સત્યનો ઉદાત્ત આદર્શ એ જવાહરલાલનો સૌથી મોટો ફાળો છે.

"આજનો દિવસ વસંતોત્સવનો છે. કુદરત ખરી પડેલાં અને સૂકાં પાંદડાંઓની વચ્ચે મૃત્યુ ઉપર વિજય મેળવનાર નવજીવનના પ્રવેશ માટે તૈયારી કરે છે અને નવી ફૂટેલી કૂંપળો તેને પોતાની ખુશાલીનો ઉપહાર અર્પે છે.

"આ પ્રસંગે રાષ્ટ્રના નવજીવનના તરવરાટને વસંત ઋતુના આ તરવરાટ સાથે યોજીએ એ ઉચિત છે. યૌવનની ઋતુના અને વિજયવંત આનંદના, લડતની અજેય ભાવનાના તથા સ્વતંત્રતાના ધ્યેય પ્રત્યેની અડગ વફાદારીના પ્રતિનિધિરૂપ જવાહરલાલ ઋતુરાજ છે."

## ૩
## 'બા, બાપુ તો લોહી પીએ છે!'

જવાહરના પિતાશ્રી મોતીલાલજી બહુ જાણીતા વકીલ હતા. એમને ત્યાં રોજ સાંજે મોતીલાલજીના કેટલાયે મિત્રો મળવા આવતા. તે વખતે ખાનપાન અને શરાબની મિજબાની પણ ઊડતી.

આ બધુ નાનકડા જવાહર દૂરથી નિહાળતા.

એક દિવસ જવાહર પિતાને કઈક લાલ વસ્તુ પીતા જોઈ ગયા. એ લાલ વસ્તુ એક પ્રકારનો વિલાયતી દારૂ હતો એની તો તેમને ક્યાંથી ખબર હોય? પરંતુ પિતાને કઈક અસામાન્ય — કોઈ વાર ન જોયેલુ — એવુ પીણુ પીતા જોઈને જવાહર ગભરાઈ ગયા અને ઘરમાં માતા પાસે દોડી જઈને તે બોલી ઊઠ્યા:

"બા, બા, જુઓ તો ખરાં! બાપુ તો લોહી પીએ છે!"

## ૪
## ભગવાને ઉગારી લીધા

જવાહર લડનમાં કેમ્બ્રિજ યુનિવર્સિટીની ડિગ્રી મેળવીને કેટલાક મિત્રો સાથે દરિયાઈ સહેલગાહે નોર્વે ગયા હતા.

મિત્રો સાથે જવાહર નોર્વેના પહાડી પ્રદેશોમાં પર્યટન કરતા હતા. તેઓ જ્યા ઊતર્યા હતા તે હોટેલમા એક વાર તેમણે સ્નાનાગારની માગણી કરી.

ત્યાં એવી કશી વ્યવસ્થા તો હતી જ નહીં, એટલે નજીકમાં એક ઝરણું હતું ત્યાં જઈને નાહવાનું હોટેલના વ્યવસ્થાપકે એ લોકોને સૂચવ્યુ.

એટલે જવાહર એક અંગ્રેજ મિત્રને સાથે લઈને નાહવા માટે એ ઘૂઘવતા ઝરણા ઉપર પહોંચ્યા.

ઝરણાનું પાણી બરફ જેવું ઠંડું હતું, અને કોઈ કોઈ જગ્યાએ તળિયુ અતિશય લપસણું હતું.

એ બંને જણને એ લપસણી જગ્યાની ખબર નહોતી. એટલે જવાહર તેમાં નાહવા પડતાંવેંત લપસ્યા અને જોરથી ઘસડાવા લાગ્યા !

બરફ જેવા ઠંડા પાણીમા તેમનુ શરીર ઠરીને લાકડા જેવુ બની ગયુ અને હાથપગ હલાવવાની હોંશ પણ તેમને રહી નહીં.

આ જોઈને અંગ્રેજ મિત્રે બહાર નીકળીને ઝરણાને કિનારે કિનારે દોટ મૂકી અને જવાહરનો પગ પકડીને તેમને બહાર ખેંચી કાઢયા.

જવાહર કેવા ભયંકર જોખમમાં હતા એની ખબર તો તેમને બહાર નીકળ્યા પછી જ પડી ત્યાંથી બસો કે ત્રણસો વાર દૂર એ ઝરણું એક ભયંકર ઊંચી ભેખડ ઉપરથી ધોધના રૂપમાં નીચે પડતું હતું ! પણ ભગવાને તેમને એ ભીષણ આપત્તિમાંથી-ખરેખર ઉગારી લીધા.

## ૫

## 'જોઈએ તો બે ખુરશી લો !'

જવાહર નાના હતા ત્યારનો આ પ્રસંગ છે:

જવાહરના પિતાશ્રી મોતીલાલજી એક વાર એક રાજકીય નેતા સાથે મહત્ત્વની વિચારણા કરતા હતા. તેમણે

જવાહરને સૂચના આપી કે, 'તું બહાર બેસ અને અંદરના ઓરડામાં કોઈને પણ આવવા દેતો નહીં.'

જવાહર તો ઓરડાની બહાર બેઠા બેઠા પહેરો ભરવા લાગ્યા.

ત્યાં તો એક મોટા જમીનદાર આવી ચડયા. એક મહત્ત્વના કેસની બાબતમાં તે મોતીલાલજીની સલાહ લેવા આવ્યા હતા. જમીનદારે જવાહરને જોઈને કહ્યુ: "કેમ, તારા બાપુજી ઘરમાં છે કે?" એમ કહીને તે ઓરડામાં દાખલ થતા હતા.

પરંતુ જવાહરે એમને અંદર જતા રોકીને હિંમતભેર કહ્યું :

"આપ અંદર ન જઈ શકો. બાપુજી મહત્ત્વના કામમાં રોકાયેલા છે. કોઈને પણ અંદર જવાની મનાઈ કરી છે. આપ અહીં બેસો. તેઓ થોડી વારમાં જ બહાર આવશે."

એમ કહીને જવાહરે તેમને બેસવા માટે એક ખુરશી આપી.

જમીનદાર ઉતાવળમાં હતા. પણ શું થાય? તે તો મનમાં જરા અકળાતા ખુરશી પર બેઠા.

અડધો કલાક થયો, એક કલાક થયો. પણ મોતીલાલજી બહાર ન આવ્યા

પેલા જમીનદાર ઊંચાનીચા થવા લાગ્યા. એમને થયુ કે, આ વટાળિયા જેવડો છોકરો મને અહીં બેસાડી રાખે એ કેમ ચાલે? શું અમે કંઈ નવરા છીએ કે અહીં વખત બગાડતા બેસી રહીએ? એટલે તે રોષમા આવી જઈ બોલી

ઊઠયા: "એય છોકરા, તું કોની સાથે વાત કરે છે એનું તને ભાનબાન છે કે નહીં?"

જવાહરે એટલી જ મક્કમતાથી કહ્યું:

"જી હા. આપ ખૂબ મોટા માણસ હશો. પણ પિતાજીની આજ્ઞા એટલે આજ્ઞા. એમાં ફેરફાર ન થાય. આપ જો મોટા હો તો એકને બદલે જોઈએ તો બે ખુરશી લો. પરંતુ આપ અંદર નહીં જઈ શકો."

પેલા મોટા જમીનદાર તો સમસમીને બેસી રહ્યા. એમની તો બોલતી જ બંધ થઈ ગઈ! એમને થયું કે, છોકરો તો ભારે ચબરાક છે!

## ૬

## 'મેં તારું શું બગાડયું હતું ભલા!'

જવાહર વિલાયતથી બૅરિસ્ટર થઈને સ્વદેશ પધાર્યા હતા. તે વખતે મોતીલાલજીની કમાણી ખૂબ જ હતી. એટલે જવાહરને કમાવાની ફિકર નહોતી. તેથી નવરાશનો ઘણોખરો વખત તેઓ રમણીય પ્રદેશોમાં ફરવામાં ગાળતા. એ જ અરસામાં તેમને શિકારનો શોખ લાગ્યો.

એક વાર જવાહર કાશ્મીરનાં રમણીય જંગલોમાં ફરવા નીકળ્યા હતા. સાથે બંદૂક તો હોય જ. તેઓ શિકારની શોધમાં ફરતા હતા.

ત્યાં તો એમની નજરે એક સાબર પડ્યું. દોડતે ઘોડે જવાહરે એ સાબર પર નિશાન તાકયું.

થોડી વારમાં બીચારુ સાબર ગોળીના ઘાથી ઘાયલ થઈને જમીન પર પડ્યું! જમીન પર પડી તે તરફડિયાં મારતું હતું!

શિકાર હાથ લાગતાં જવાહર આનદ પામતા સાબર પાસે પહોચી ગયા.

પણ ..તરફડતા સાબરને જોઈને એમનો આનદ ક્યાનો ક્યાં અદૃશ્ય થઈ ગયો. એમના હૃદયમાં કઈનું કઈ થવા લાગ્યુ. સાબરનો તડફડાટ એમને અસહ્ય થઈ પડ્યો.

થોડી વાર તરફડીને સાબર ચિરનિદ્રામા પોઢી ગયુ! સાબરની આખો ભયથી ફાટીને પહોળી થઈ ગઈ હતી.

એ કરુણ દૃશ્ય જોઈને જવાહરનું હૃદય દ્રવી ઊઠ્યું. તેઓ કરુણાભરી નજરે મરી ગયેલા પેલા બાપડા સાબરને નિહાળી રહ્યા. એની પહોળી ભયભીત નિશ્ચેતન આંખો જાણે જવાહરને કહી રહી હતી:

"મેં તારુ શું બગાડ્યું હતું, ભલા! કે તેં મારા પ્રાણ હર્યાં?.. "

જવાહરની આખ ભીની થઈ ગઈ. તેમણે ત્યાં ને ત્યા બંદૂક ફેંકી દીધી અને સાથોસાથ શિકારને હમેશને માટે તિલાજલિ આપી દીધી.

## ૭
## 'ઊંઘ ઉડાડી દે એવો જખરો!'

પંડિત મોતીલાલ નેહરુ બહુ પ્રખ્યાત વકીલ હતા. મોટા મોટા ભારે મુકદ્દમામાં એમને રોકવામાં આવતા.

એક વાર એક મહત્ત્વના કેસમાં મોતીલાલજી વકીલ હતા. સામા પક્ષના વકીલ શ્રી કૈલાસનાથ કાત્જુ પણ નામાંકિત વકીલ હતા.

એ કેસ બહુ લાંબો ચાલ્યો.

એક વાર મોતીલાલજીને ખાસ કામ અંગે બહારગામ જવાનું થયું. જવાહર આમ તો વિલાયત જઈને બૅરિસ્ટર થઈ આવ્યા જ હતા. એટલે તેમણે પિતાને બદલે વકીલ તરીકે કોર્ટમાં જવાનું સ્વીકાર્યું.

સર હેનરી રિચાર્ડ નામના એક અંગ્રેજ ન્યાયાધીશ તરીકે બેઠા હતા. તેમણે જવાહરને વકીલ તરીકે આવેલા જોયા. તેમને મનમાં થયુ કે, 'આ વળી નાનકડો છોકરો કાત્જુ જેવા નામાંકિત વકીલ સામે શી દલીલબાજી કરવાનો હતો!'

એટલે જવાહર જ્યારે પોતાની દલીલો રજૂ કરવા ઊભા થયા, ત્યારે ન્યાયાધીશ સાહેબ ઝોકાં ખાવા મંડી પડયા.

જવાહરે જે કહેવાનું હતું એ બધું લંબાણથી કહ્યા કર્યું. ન્યાયાધીશ ઊંઘી રહ્યા છે એની તેમણે પરવા ન કરી.

ભાષણ લાંબું ચાલ્યું, એટલે હેનરી સાહેબ તો લહેરથી ઊંઘી જ ગયા!

પછી જવાહર બેસી ગયા. કોર્ટમાં શાંતિ ફેલાઈ ગઈ. ન્યાયાધીશ સાહેબને ઘસઘસાટ ઊંઘતા જોઈને બધા અંદરો-અંદર મરક મરક હસવા લાગ્યા.

થોડી વારમાં હેનરી સાહેબ ઝબકીને જાગ્યા. તેઓ તરત જ સ્થિતિ પામી ગયા. જરા છોભીલા જેવા પડી જઈને તેમણે જવાહરને પૂછ્યું: "હા, તમે શું કહ્યું?"

જવાહર કહે: "મેં કશું જ કહ્યું નથી. પણ હવે આપ જો સ્વસ્થ થઈ ગયા હો તો હુ મારી દલીલ આપ આગળ રજૂ કરું."

એ જમાનો અંગ્રેજી રાજનો હતો. એટલે જવાહરનું કહેવું સાંભળીને કોઈ ખડખડાટ હસવાની હિંમત ક્યાંથી કરે? પણ બધા મૂછમાં હસવા લાગ્યા. સૌને થયું કે અંગ્રેજ ન્યાયાધીશને આમ રોકડું પરખાવી દેવું એ કંઈ જેવી તેવી વાત ન કહેવાય!

થોડા દિવસ પછી સર હેનરી રિચાર્ડ પંડિત મોતીલાલજીને મળ્યા, ત્યારે તેમણે કહ્યું:

"પેલો તમારો જ છોકરો હતો કે? ભારે જબરો છે! ઊંઘ ઉડાડી દે એવો જબરો!"

## ૮
## 'વાંદરાને બાંધીને રાખવા પડશે'

જવાહરના લગ્ન પ્રસંગની એક મજાની વાત આપણે શ્રીમતી કમલાદેવી નેહરુના સ્વમુખેથી જ સાંભળીએ. જવાહરનાં લગ્ન કમલાદેવી સાથે નક્કી થયાં ત્યારની જવાહરની ધમાલ તો જુઓ! શ્રી કમલાદેવી કહે છે:

"લગ્ન પહેલાં એમણે ખૂબ ધમપછાડા માર્યા—બીજું તો કંઈ નહીં, પણ એમને એવી આદત જ પડી ગઈ છે! પરંતુ તે વખતે એમનામાં એટલું સાહસ નહોતું કે પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરે. એ જઈને માતાજી પાસે હાથપગ પછાડવા લાગ્યા. માને કહે: 'મા, મા,

અત્યારે લગ્નની એવી તે શી ઉતાવળ છે? તું જઈને બાપુજીને સમજાવતી કેમ નથી?'

"મા કરુણ હસતાં બોલ્યાં: 'દીકરા, મારામાં જો એટલી હિંમત હોત તો તને દરિયાપાર વિલાયત ભણવા જવા દેત ખરી?'

"એ કહે: 'આ તો ભારે મુશ્કેલી! મને તો સમજાતું નથી કે આ બધું શું થઈ રહ્યું છે? લોકોને શા માટે આટલી ચિંતા છે? મારી મરજીમાં આવત ત્યારે હું લગ્ન કરી લેત. આ તો ચોખ્ખો જોરજુલમ જ છે!' એમ બોલતાં બોલતાં ગુસ્સામાં આવી જઈ ત્યાં પડેલાં પુસ્તકો ઉઠાવી એ અહીંતહીં ફેંકવા લાગ્યા.

"ખબર પિતાજી પાસે પહોંચ્યા. તેઓ ગરજી ઊઠ્યા: 'એને અહીં મારી પાસે મોકલો.'

"ત્યાં ગયા એટલે પિતાજીએ પૂછ્યું: 'શું ધમાલ કરતો'તો ઉપર?'

"એ કહે: 'પે....પેલો....નો....કર દરવાજા ઉઘાડા મૂકીને આવ્યો હતો. બગીચામાંથી એક વાંદરો અંદર ઘૂસી આવ્યો. એણે બધું ઊથલપાથલ કરી દીધું!'

"પિતાજીએ પૂછ્યું: 'ભગાડી દીધો એને?'

"'હા, ના, એ ભાગીને ક્યાં જશે? એ તો બાજુમાં એક ઝાડની ડાળ પર ચડી ગયો છે.'

"પિતાજીએ કહ્યું: 'હં...., તો પછી એ વાંદરાને બાંધીને રાખવો પડશે. છૂટો રહેશે તો રોજ ધાંધલ કરશે.'

હતી. પરંતુ જુવાનિયાઓ એવો મનાઈહુકમ શાના સહન કરે! જવાહર વગેરેએ વાડ કૂદીને ગંગામાં સ્નાન કર્યું અને એ રીતે સરકારી હુકમનો ભંગ કર્યો હતો.

આ પ્રસંગને યાદ કરીને મોતીલાલજીએ ગાંધીજીને કહ્યું: "માઘ મેળામાં પોલીસે વાડ કરી હતી ત્યા તે વાંદરાની જેમ વાડ કૂદી ગયો અને સંગમમાં નાહવા પડ્યો. એટલે મેં ઇદુને કહ્યુ કે, "તારો બાપ તો વાંદરો છે!' પછી આમ જ તબિયત બગડે અને હેરાન થાય!"

પંડિત મોતીલાલજી જેવા પ્રખર દેશનેતામાં પણ કેવું વાત્સલ્યભર્યું પિતાહૃદય છુપાયેલુ હતું એનું દર્શન થતાં ગાંધીજી મનમાં પ્રસન્ન થયા. પછી તેઓ કહે: "હું જવાહરને સમજાવીને ઠેકાણે લાવીશ."

રચવા માગે છે. એમાં જો જવાહર સહકાર આપે તો સરકાર એમની યોગ્ય કદર જરૂર કરશે. જવાહર જો આ વાતની સંમતિ આપે તો એમને નવા બંધારણમાં મંત્રીપદ આપવાની ઑફર પણ તેમણે રજૂ કરી અને કહ્યું :

"શિક્ષણ એ તમારા દેશમાં અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. શિક્ષણ ખાતાના પ્રધાનને પૂરેપૂરી સ્વતંત્રતા હોય તો, કરોડોનાં ભાગ્ય ઘડવાની એને સરસ સંધિ મળે એમ તમને નથી લાગતું? ધારો કે, બુદ્ધિ, ચારિત્ર્ય અને આદર્શો, તથા એ આદર્શોને અમલમાં મૂકવાની જેમનામાં શક્તિ હોય એવા તમારા જેવા માણસના હાથમાં પ્રાંતનું શિક્ષણ-ખાતું હોય, તો તમે ચમત્કારો નહીં કરી દેખાડો? હું ગવર્નરને હમણાં જ મળ્યો હતો. તેમણે મને કહ્યું કે, તમે જો પ્રધાન થાઓ તો તમને તમારી નીતિનો અમલ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા મળશે, એ વિષે ખાતરી રાખશો."

પરંતુ જવાહર આમ સહેલાઈથી લોભાઈ જાય એવા ઓછા હતા? તેઓ મીયર્સ સાહેબની મીઠી મીઠી વાતો પાછળ છુપાયેલી સ્વાર્થી દાનતને પામી ગયા હતા.

એટલે જવાહરે સાફ સાફ જણાવી દીધું :

"હું કંઈ એવો મામૂલી માણસ નથી. હું સમજદાર છું. શું સરકાર એમ ઇચ્છે છે કે મંત્રીપદ સ્વીકારીને હું મારી જાતને દુનિયા સમક્ષ બેવકૂફ બનાવું?"

જવાહરનો આવો જડબાતોડ જવાબ સાંભળીને વડા ન્યાયાધીશ સાહેબ સડક જ થઈ ગયા!

હતી. પરંતુ જુવાનિયાઓ એવો મનાઈહુકમ શાના સહન કરે! જવાહર વગેરેએ વાડ કૂદીને ગંગામાં સ્નાન કર્યું અને એ રીતે સરકારી હુકમનો ભંગ કર્યો હતો.

આ પ્રસંગને યાદ કરીને મોતીલાલજીએ ગાંધીજીને કહ્યું: "માઘ મેળામાં પોલીસે વાડ કરી હતી ત્યા તે વાંદરાની જેમ વાડ કૂદી ગયો અને સંગમમાં નાહવા પડ્યો. એટલે મેં ઇંદુને કહ્યુ કે, "તારો બાપ તો વાંદરો છે!' પછી આમ જ તબિયત બગડે અને હેરાન થાય!"

પંડિત મોતીલાલજી જેવા પ્રખર દેશનેતામાં પણ કેવું વાત્સલ્યભર્યું પિતા-હૃદય છુપાયેલુ હતું એનું દર્શન થતાં ગાંધીજી મનમાં પ્રસન્ન થયા. પછી તેઓ કહે: "હું જવાહરને સમજાવીને ઠેકાણે લાવીશ."

## ૧૦
## મારે બેવકૂફ નથી બનવું!

૧૯૨૩ની સાલમાં જવાહર જેલમાંથી છૂટયા કે તરત જ અલ્લાહાબાદ હાઈકોર્ટના વડા ન્યાયાધીશ સર ગ્રીમવૂડ મીયર્સે એમને મળવા બોલાવ્યા. જવાહર એમને મળવા ગયા. ન્યાયાધીશ સાહેબે એમનું ઉમળકાભેર સ્વાગત કર્યું અને એમનામાં રહેલી શક્તિઓનાં ભારોભાર વખાણ કર્યાં.

ત્યાર પછી મીયર્સ સાહેબ એમને અવારનવાર બોલાવતા અને બ્રિટિશ સરકારની સાફ દાનત વિષે તેમ જ હિંદીઓના હિત માટેની એની શુભ ભાવના વિષે એમને સમજાવતા. વળી તેમણે વાતવાતમાં જણાવ્યુ કે, સરકાર નવું બંધારણ

રચવા માગે છે. એમાં જો જવાહર સહકાર આપે તો સરકાર એમની યોગ્ય કદર જરૂર કરશે. જવાહર જો આ વાતની સંમતિ આપે તો એમને નવા બંધારણમાં મંત્રીપદ આપવાની ઑફર પણ તેમણે રજૂ કરી અને કહ્યું:

"શિક્ષણ એ તમારા દેશમાં અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. શિક્ષણ ખાતાના પ્રધાનને પૂરેપૂરી સ્વતંત્રતા હોય તો, કરોડોનાં ભાગ્ય ઘડવાની એને સરસ સંધિ મળે એમ તમને નથી લાગતું? ધારો કે, બુદ્ધિ, ચારિત્ર્ય અને આદર્શો, તથા એ આદર્શોને અમલમાં મૂકવાની જેમનામાં શક્તિ હોય એવા તમારા જેવા માણસના હાથમાં પ્રાંતનું શિક્ષણ-ખાતું હોય, તો તમે ચમત્કારો નહીં કરી દેખાડો? હું ગવર્નરને હમણાં જ મળ્યો હતો. તેમણે મને કહ્યું કે, તમે જો પ્રધાન થાઓ તો તમને તમારી નીતિનો અમલ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા મળશે, એ વિષે ખાતરી રાખશો."

પરંતુ જવાહર આમ સહેલાઈથી લોભાઈ જાય એવા ઓછા હતા? તેઓ મીયર્સ સાહેબની મીઠી મીઠી વાતો પાછળ છુપાયેલી સ્વાર્થી દાનતને પામી ગયા હતા.

એટલે જવાહરે સાફ સાફ જણાવી દીધું:

"હું કંઈ એવો મામૂલી માણસ નથી. હું સમજદાર છું. શું સરકાર એમ ઇચ્છે છે કે મંત્રીપદ સ્વીકારીને હું મારી જાતને દુનિયા સમક્ષ બેવકૂફ બનાવું?"

જવાહરનો આવો જડબાતોડ જવાબ સાંભળીને વડા ન્યાયાધીશ સાહેબ સડક જ થઈ ગયા!

## ૧૧

## 'પૈસા ઝાડ પર ઊગતા નથી!'

જવાહર ખૂબ સમૃદ્ધિમાં ઊછર્યાં હતા, છતાં તેમનામાં કરકસરનો ગુણ પણ હતો. જ્યાં પૈસા ખરચવાની જરૂર હોય ત્યાં છૂટે હાથે તેઓ ખરચી જાણતા. પણ જ્યાં જરૂર ન હોય ત્યાં એટલી જ ચોકસાઈ પણ તેઓ સાચવતા.

૧૯૨૫ની સાલમાં જવાહર યુરોપના પ્રવાસે ગયા હતા ત્યારે તેમની સાથે તેમની નાની બહેન કૃષ્ણા પણ હતી. જવાહરને નાનપણથી કળાનો ભારે શોખ હતો, એટલે ચિત્રશાળાઓ, સંગ્રહસ્થાનો, અજાયબગૃહો વગેરે કલાધામો જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં જવાનું તેઓ ચૂકતા નહીં.

આવા પ્રસંગોએ જવાહર પોતે બને ત્યાં સુધી પગ-પાળા જ જતા, જેથી પૈસાના પૈસા બચે અને શરીરને કસરત પણ મળી રહે. પણ આ વખતે તો નાની બહેન કૃષ્ણા સાથે હતી અને એ તો બાપડી ચાલતાં ચાલતાં થાકી જતી. તે ઘણી વાર કંટાળીને ભાઈને કહે: "મોટાભાઈ, ચાલોને આપણે ટેક્સી કરી લઈએ!"

જવાહર ઠાવકાઈથી કહે: "ટેક્સી કરવામાં મને કશો વાંધો તો નથી, પણ ટેક્સીનો ખર્ચ થશે; એટલે આપણે બીજા કોઈ ખર્ચમાં કાપકૂપ કરવી પડશે. સાંજે આપણે સિનેમા જોવા જવાનાં છીએને? જો તું એ રદ કરે તો આપણે ટેક્સી કરી લઈએ."

નાનકડી કૃષ્ણાને સિનેમા જોવાનું છોડવાનું શાનું ગમે? એટલે મોટાભાઈ સાથે તે ચાલવા માંડતી. પણ કોઈ વાર તે 'હા' કહીને ટેક્સીમાં બેસવાનું કહેતી. પછી સાંજે સિનેમા જોવા જવાની જીદ કરતી.

એટલે જવાહર કહે: "ના, એવી જીદ મારી પાસે નહિ ચાલે! પૈસા એમ ઉડાવવાના ન હોય. પૈસા કંઈ ઝાડ પર ઊગતા નથી!"

## ૧૨
## જીવનનિર્વાહ અને સેવાકાર્ય

જવાહરે સેવાકાર્યમાં ઝપલાવ્યું હતું એમાં તેમનાં કુટુંબીજનોનો પૂરેપૂરો સાથ હતો. પરંતુ જવાહરને ઘણી વાર એક વાત ખટકતી હતી: પોતાના નિર્વાહ અર્થે પિતા ઉપર તેમને આધાર રાખવો પડતો હતો. આ તેમને વસમું લાગતું હતું અને એનું તેમને કંઈક દુઃખ પણ રહ્યા કરતું હતું. જોકે, જવાહર તેમ જ કમળાદેવી બહુ ઓછા ખરચથી પોતાનું ચલાવતાં હતાં, એમ છતાં તેમની એ સ્થિતિ તેમને ગમતી નહોતી.

અનેક રીતે વિચાર કરવા છતાં જવાહરને એનો કશો ઉકેલ જડ્યો નહીં! પૈસા કમાવાની પોતાની તાકાતમાં તેમને પૂરો વિશ્વાસ હતો અને સારી પેઠે પૈસા મળે એવું કામ તેમને સહેલાઈથી મળી શકે એમ હતું. મોટી મોટી ઔદ્યોગિક પેઢીઓ તરફથી ભારે પગારવાળી નોકરીની દરખાસ્તો પણ વારે વારે કરવામાં આવતી રહી. પરંતુ એવું

કંઈ પણ કામ સ્વીકારવાથી જવાહર જે સેવાકાર્ય કરતા હતા તે છોડી દેવું પડે અથવા ઓછું તો કરવું જ પડે.

રાષ્ટ્રની સેવામાં જ પોતાનું જીવન સમર્પણ કરી ચૂકેલા જવાહરને એ કેમ પાલવે ?

ઘણી વિમાસણ પછી, હિંમત કરીને એક દિવસ જવાહરે પોતાની મુશ્કેલી પિતાને જણાવી. તેમણે પિતાને કહ્યું કે, 'મારી આર્થિક પરાધીનતા મને ખટકે છે!' પિતાને જરાયે દુઃખ ન થાય એટલા માટે આ વાત જવાહરે બની શકે એટલી નરમાશથી અને પરોક્ષ રીતે મૂકી.

એ સાંભળીને મોતીલાલજીએ કહ્યું :

"તારો બધો અથવા ઘણોખરો વખત પૈસા કમાવામાં ગાળીને જાહેર કામ છોડવું એના જેવી મૂર્ખાઈ કઈ? તમને બે જણાંને એક વરસના ખરચ માટે જેટલુ જોઈએ તેટલુ તો હું થોડા દિવસોમાં કમાઈ શકું એમ છું."

જવાહરને પિતાની આ દલીલમાં વજૂદ તો લાગ્યું, પણ તેથી તેમને સમાધાન તો ન જ થયું. પરંતુ પિતાની લાગણી ન દુભાય તે માટે તેમણે ફરીથી કદી પણ એ વાત ઉપાડી નહીં અને સેવાકાર્યમાં જ પોતાનું સઘળું લક્ષ પરોવ્યું.

## ૧૩

## લોકોને આબાદ પલોટયા!

૧૯૨૭ની સાલમાં જવાહર ગોરખપુર ગયા હતા. ત્યાં વિરાટ જાહેર સભા ગોઠવવામાં આવી. હજારોની

સંખ્યામાં લોકો જવાહરનાં દર્શન કરવા અને તેમની પ્રેરક વાણી સાંભળવા ભેગા થયા હતા.

સભામાં જવાહરે દેશની કારમી ગુલામી વિષે, અંગ્રેજોની સ્વાર્થલોલુપ રાજનીતિ વિષે, ભારતવાસીઓની કંગાલ દુર્દશા વિષે વાત કરી અને આ પ્રાણઘાતક ગુલામીની જંજીરોમાંથી માતૃભૂમિને મુક્ત કરવા માટે સૌએ શું કરવું જોઈએ એ અંગે શૌર્યભરી વાણીમાં પ્રવચન આપ્યુ.

સૌ સભાજનો વીર જવાહરની પ્રેરક વાણી સાંભળીને પોતાના દેશને આઝાદ કરવા માટે તત્પર થઈ ગયા. બધાનાં મોં પર લોહી ધસી આવ્યુ.

ત્યાં તો જવાહરે પડકાર કર્યો

"હાથમાં જે કોઈ હથિયાર આવે તેનો ઉપયોગ કરીને પણ આઝાદી માટે લડવા તૈયાર હોય તે પોતાનો હાથ ઊંચો કરે."

સૌ સભાજનોએ એકી સાથે હાથ ઊંચા કર્યા.

પછી જવાહરે મહાત્મા ગાંધીજીની અહિંસાની નીતિ વિષે, સવિનય સત્યાગ્રહની લડત વિષે ગંભીરતાભરી વાણીમાં સમજણ આપી.

સૌ સભાજનો ગાંધીભક્ત જવાહરની વાણી શાંત ચિત્તે સાંભળી રહ્યા.

ત્યાં તો જવાહરે સભાજનો આગળ એક પ્રશ્ન મૂકયો

"શસ્ત્રો હાથમાં હોય તો તે ફેંકી દઈને પણ મહાત્મા ગાંધીજીને માર્ગે આઝાદીનો સંગ્રામ લડવા માટે તૈયાર હોય તે પોતપોતાનો હાથ ઊંચો કરે."

સ્વચ્છતા અને સુઘડતાના આગ્રહી જવાહરને આ બધું શાનું ગમે? એમને પોતાની આસપાસ સ્વચ્છ, સુઘડ, સુંદર વાતાવરણ હોય, દરેક વસ્તુ સુવ્યવસ્થિત ગોઠવેલી હોય એ બહુ ગમતું.

એટલે જવાહરે આજુબાજુથી કપડાનો એક કટકો શોધી કાઢ્યો. પુસ્તકો અને ટેબલ પરની ધૂળ ખંખેરી નાખી; પુસ્તકો અને બીજાં બધાં કાગળિયા વ્યવસ્થિત ગોઠવી દીધા. જોતજોતામાં કાર્યાલયની રોનક જ તેમણે ફેરવી નાખી.

થોડી વારમા શ્રી ગણેશશકર કાર્યાલયમાં આવીને જુએ તો બધુ વ્યવસ્થિત અને સ્વચ્છ રીતે ગોઠવાઈ ગયેલુ જણાયુ. તેઓ પોતાની બેદરકારી સમજી ગયા અને જવાહરની માફી માગવા લાગ્યા.

## ૧૫

## જવાહરે પણ લાઠી ખાધી!

૧૯૨૮માં સાઈમન કમિશન સામે દેશભરમાં ઉગ્ર વિરોધ જાગ્યો હતો. એમાં લાલા લજપતરાય પર થયેલા જીવલેણ લાઠીમારથી વધારે ઉગ્રતા ફેલાઈ ગઈ. ત્યાર પછી જે જે સ્થળે સાઈમન કમિશન ગયુ ત્યાં ત્યાં તેની સામે વધારે જોરથી વિરોધ બતાવવામાં આવ્યો.

લખનૌમાં પણ એમ જ થયુ તે વખતે જવાહર ત્યાં હતા સાઈમન કમિશન સામેના પ્રચાર માટે અને પૂર્વ-તૈયારી તરીકે ઘણા દિવસ આગળથી મોટાં મોટાં સરઘસો, સભાઓ અને સમારંભો યોજવામા આવતાં હતાં. આમાંના

ફરીને બધા જ હાથ એકી સાથે ઊંચા થયા!

આ રીતે જવાહરે પોતાની પ્રેરક વાણી દ્વારા લોકોને હિંસાનો માર્ગ છોડીને અહિંસાનો માર્ગ અપનાવવાનો પાઠ શીખવ્યો.

## ૧૪
## કાર્યાલયની રોનક જ બદલી નાખી

૧૯૨૯ની સાલમાં ઉત્તર પ્રદેશની કોંગ્રેસ સમિતિની એક બેઠક ફર્રુખાબાદમા મળી હતી. આ બેઠકના પ્રમુખ શ્રી ગણેશશકર વિદ્યાર્થી હતા

બેઠક પૂરી થયા પછી જવાહર, શ્રીપ્રકાશ વગેરે બધા પોતપોતાને સ્થાને જવા નીકળ્યા. હવે જવાહર, શ્રીપ્રકાશ તેમ જ કેટલાક ભાઈઓને કાનપુર ગાડી બદલવાની હતી. એ ગાડીને આવવાને હજી થોડા કલાક હતા. એટલો વખત ગાળવો ક્યાં? શ્રી ગણેશશંકર વિદ્યાર્થી કાનપુરમાં જ 'પ્રતાપ' નામના પત્રના તંત્રી હતા અને કાર્યાલયની બાજુમાં જ રહેતા હતા. એટલે બધાએ એમને ત્યાં જવાનું કબૂલ્યુ.

શ્રી ગણેશશકર બધાને કાર્યાલયમાં બેસાડીને નાસ્તાની વ્યવસ્થા કરવા પોતાની ઓરડીએ ગયા.

કાર્યાલયમાં બેઠાં બેઠાં જવાહરની ચકોર આંખો આમતેમ ફરી વળી. તેમણે જોયુ કે, કાર્યાલયનું ટેબલ અસ્તવ્યસ્ત હતું. કાગળિયાં અને પુસ્તકો ટેબલ પર જેમ તેમ વેરવિખેર પડેલાં હતાં. વળી ટેબલ અને પુસ્તકો પર ધૂળના થર જામ્યા હતાં.

સ્વચ્છતા અને સુઘડતાના આગ્રહી જવાહરને આ બધુ શાનું ગમે ? એમને પોતાની આસપાસ સ્વચ્છ, સુઘડ, સુંદર વાતાવરણ હોય, દરેક વસ્તુ સુવ્યવસ્થિત ગોઠવેલી હોય એ બહુ ગમતું.

એટલે જવાહરે આજુબાજુથી કપડાનો એક કટકો શોધી કાઢ્યો. પુસ્તકો અને ટેબલ પરની ધૂળ ખંખેરી નાખી; પુસ્તકો અને બીજાં બધાં કાગળિયાં વ્યવસ્થિત ગોઠવી દીધાં. જોતજોતામાં કાર્યાલયની રોનક જ તેમણે ફેરવી નાખી.

થોડી વારમાં શ્રી ગણેશશંકર કાર્યાલયમાં આવીને જુએ તો બધુ વ્યવસ્થિત અને સ્વચ્છ રીતે ગોઠવાઈ ગયેલુ જણાયુ. તેઓ પોતાની બેદરકારી સમજી ગયા અને જવાહરની માફી માગવા લાગ્યા.

## ૧૫
## જવાહરે પણ લાઠી ખાધી!

૧૯૨૮માં સાઈમન કમિશન સામે દેશભરમાં ઉગ્ર વિરોધ જાગ્યો હતો. એમાં લાલા લજપતરાય પર થયેલા જીવલેણ લાઠીમારથી વધારે ઉગ્રતા ફેલાઈ ગઈ. ત્યાર પછી જે જે સ્થળે સાઈમન કમિશન ગયુ ત્યાં ત્યાં તેની સામે વધારે જોરથી વિરોધ બતાવવામાં આવ્યો.

લખનૌમાં પણ એમ જ થયુ. તે વખતે જવાહર ત્યાં હતા. સાઈમન કમિશન સામેના પ્રચાર માટે અને પૂર્વ-તૈયારી તરીકે ઘણા દિવસ આગળથી મોટાં મોટાં સરઘસો, સભાઓ અને સમારંભો યોજવામાં આવતાં હતાં. આમાંના

કેટલાક પ્રસંગોએ જવાહર હાજર રહ્યા હતા. એમાં તેમને એક નવો અનુભવ થયો ! એ અનુભવની વાત જવાહરના સ્વમુખે જ સાંભળીએ·

"આ પ્રસંગોમાંથી મને એક નવો અનુભવ પ્રાપ્ત થયો અને મારા શરીરને પોલીસની લાઠી તેમ જ તેમના દંડાનો પરિચય થયો.

"મારી ટુકડીએ લગભગ બસો વારનું અંતર કાપ્યુ હશે, અને રસ્તા પર બીજું કોઈ માણુસ જણાતું નહોતું. એવામાં અમારી પાછળથી ઘોડાના દાબડાનો અવાજ મારા કાને પડ્યો. પાછા ફરીને જોતા લગભગ વીસથી ત્રીસ ઘોડેસવાર પોલીસની ટુકડી ઝડપભેર અમારા પર ધસી આવતી દેખાઈ.

"જોતજોતામાં તો તે ઠેઠ અમારા પર ધસી આવી અને તેમના ઘોડાઓના ધસારાથી અમારી નાની કતાર તૂટી ગઈ. ઘોડેસવાર પોલીસોએ તે પછી મોટા મોટા દંડા અને લાઠીઓથી અમારા સ્વયંસેવકોને ઝૂડવાનું શરૂ કર્યું, અને કુદરતી રીતે જ એ સ્વયંસેવકોમાંના કેટલાક બચાવને માટે રસ્તાની બાજુ પર ખસી ગયા; કેટલાક તો નાની દુકાનોમાં પણ ભરાઈ ગયા.

"ઘોડાઓને ધસી આવતા જોઈને મને પણ પહેલી સ્વાભાવિક પ્રેરણા તો કોઈક રક્ષણ શોધી લેવાની જ થયેલી; એ દેખાવ જ ભલભલાની હિંમત છૂટી જાય એવો હતો. પરંતુ ત્યાર પછી મને લાગે છે કે બીજી કોઈ પ્રેરણાએ મને મારે સ્થાને સ્થિર કરી દીધો.

"નવી લાંબી લાઠી ઉછાળતો એક ઘોડેસવાર માગ તરફ સવારી કરતો આવતો મને દેખાયો. તેણે મારી પીઠ પર બે ફટકા ધમધમાવ્યા ! હું દિગ્મૂઢ બની ગયો, અને મારા આખા શરીરે કંપ વ્યાપી ગયો. પરંતુ આશ્ચર્ય સાથે મેં સંતોષ અનુભવ્યો કે આટલું થયું છતાં હું સ્થિર ઊભો રહી શક્યો હતો.

"બીજે દિવસે સવારે સાઈમન કમિશનના આગમનનો સમય મુકરર થયો હતો અને તેને અંગે અમારો વિરોધનો મહાન સમારંભ થવાનો હતો. શહેરના જુદા જુદા વિભાગો-માંથી નાનાં નાનાં અસંખ્ય સરઘસો નીકળ્યાં. સ્ટેશનની સામે લગભગ અર્ધો માઈલ સમચોરસ એક મોટી વિસ્તૃત જગ્યા હતી. અમને બધાને આ મેદાનની એક બાજુ પર હારમાં ઊભા રાખવામાં આવ્યા.

"આખું મેદાન પાયદળ અને ઘોડેસવાર પોલીસ તથા લશ્કરના સિપાઈઓથી ઊભરાતું હતું

"થોડી જ ક્ષણો પછી ઘોડેસવારો અમારા પર ધસી આવ્યા. આમ છતાં અમે અમારે સ્થાને સ્થિર ઊભા રહ્યા હતા; અને અમે ભાગી જઈએ એવું ન લાગ્યુ, એટલે છેક છેલ્લી ઘડીએ ઘોડાઓને ખેંચાઈને રોકાઈ જવું પડયુ અને અમારાં માથાંઓ પર અધ્ધર હવામા તેમની ખરીઓ લટકતી રાખી તે પાછલા પગો પર ઊભા થઈ ગયા.

"ત્યાર પછી અમને માર પડવો શરૂ થયો. પાયદળ અને ઘોડેસવાર બન્ને પોલીસોએ લાઠીઓ તથા લાંબા દંડા-ઓથી અમને ઝૂડવા શરૂ કર્યા.

"આ વખતનો માર ભયાનક હતો ! અને આગલી સાંજે હુ જે સારૂ દૃષ્ટિ અને સ્થિર મગજ રાખી શક્યો હતો તે હુ ન જાળવી શક્યો. મને માત્ર એક જ ભાન રહ્યું કે મારે હું જ્યાં છું ત્યાં જ રહેવું જોઈ એ અને ન તો નમવું જોઈએ, ન તો પાછા ફરવું જોઈ એ.

"લાઠીના ફટકાઓથી હુ અરધો અંધ જેવો બની ગયો અને વચ્ચે વચ્ચે મૂઢ રોષથી મારું હૃદય વ્યાકુળ થઈ જતું અને સામો પ્રહાર કરવાની ઇચ્છા ઊભરાઈ આવતી. સામે ઊભેલા પોલીસ અધિકારીને તેના ઘોડા ઉપરથી ખેંચી પાડીને તેના પર જાતે જ સવાર કરવા ધારું તો સહેલાઈથી કરી શકું એમ છું એવો ખ્યાલ મને આવ્યો.

"પરંતુ લાંબા સમયના ઘડતર અને તાલીમ આખરે વિજયી નીવડયાં અને એકાદ ફટકાથી મારું માથું બચાવવાને માટે હાથ ઉઠાવ્યો હશે તે સિવાય મેં એક હાથ સરખો પણ ન ઉગામ્યો.

"અમારી હાર ધીમે ધીમે તૂટ્યા વિના એક એક ડગલુ હઠવા લાગી. આથી હુ કંઈક એકલો પડી ગયો અને મારી બાજુઓ ખુલ્લી થઈ ગઈ. ત્યાર પછી વળી ફટકાઓ પડ્યા, અને મારા ભારે અણગમા વચ્ચે પાછળથી અધ્ધર ઊંચકીને મને દૂર ઉઠાવી લઈ જવામાં આવ્યો. મારા કેટલાક જુવાન સાથીઓને એમ લાગ્યુ કે મારી સામે નિશ્ચયપૂર્વક ઘાતકી હુમલો થાય છે, એટલે તેમણે મને બચાવી લેવાનો આ સોંસરો રસ્તો લીધો હતો."

## ૧૬

## 'મોતીલાલજીનો છોકરો ભીખ માગે?'

ખિલાફત આંદોલનના દિવસોમાં એક વાર જવાહર ઉત્તર પ્રદેશના બિજનોર સ્થળે ગયા હતા. તે વખતે શ્રી મહાવીર ત્યાગીજી ત્યાંની જિલ્લા કોંગ્રેસ કમિટિના મંત્રી હતા.

તે દિવસોમાં ટિળક ફાળો દેશભરમાં ઉઘરાવવામાં આવતો હતો. શ્રી ત્યાગીજી કાર્યકરોની એક ટુકડી સાથે ટિળક સ્વરાજ ફંડ માટે ઉઘરાણું કરવા તેમ જ કોંગ્રેસના સભ્યો નોંધવા ત્યાંની બજારમાં જવા નીકળ્યા. જવાહર પણ એ બધાની સાથે નીકળી પડયા.

ત્યાં બજારમાં એક દુકાનની સામે જવાહરે પોતાનું પહેરણ ફેલાવી દીધું અને ભિખારીની જેમ તેઓ ફાળો માગવા લાગ્યા!

આ જોઈને આજુબાજુના બધા લોકો આભા જ બની ગયા! "અરે, આ શો ગજબ! મોતીલાલજીનો છોકરો અમારી દુકાન પર ભીખ માગે?"

લોકો તો ગાંડાતૂર થઈ ગયા. લોકોએ રૂપિયાની ઝડી વરસાવી અને સૌ ભક્તિઘેલા બની જઈ જવાહરના ચરણસ્પર્શ કરવા લાગ્યા.

## ૧૭

## ખોટા લાગણીવેડા ન ખપે!

૧૯૩૦ની સાલની વાત છે. અમદાવાદમાં કોંગ્રેસ કારોબારી સમિતિની બેઠક મળી હતી. એમાં હાજરી આપીને જવાહર અજમેર જઈ રહ્યા હતા.

રસ્તામાં આણુરોડ સ્ટેશન આવ્યું. જવાહરને કકડીને ભૂખ લાગી હતી. ગાડીમાંથી ઊતરીને સ્ટેશન પરના એક લારીવાળા પાસેથી તેમણે થોડી મીઠાઈ તેમ જ પુરી અને શાક લીધાં. પછી જવાહરે ખીસામાંથી પૈસાનું પાકીટ કાઢીને પૂછ્યું: "બોલો, કેટલા પૈસા થયા?"

લારીવાળો જવાહરને ઓળખી ગયો હતો. જવાહર જેવા જવાહર પોતાની પાસે આવીને આમ વસ્તુઓ લેવા લાગ્યા એટલાથી જ એ લારીવાળો પોતાને ધન્ય માની રહ્યો હતો. તેણે પ્રેમથી હાથ જોડીને કહ્યું: "પંડિતજી, આપે મારી પાસેથી આટલુ સ્વીકાર્યું એ જ મારું અહોભાગ્ય છે. એમાં વળી પૈસા શાના લેવાના હોય?"

એ સાંભળીને જવાહરનો મિજાજ છટકી ગયો. તેઓ બોલી ઊઠ્યા: "અરે, આમ તે કંઈ ચાલે? આવા ખોટા લાગણીવેડા નહીં જોઈએ. પૈસા ન લેવા હોય તો લઈ લો આ બધું પાછું; મારે એ ન ખપે!"

જવાહરનો મિજાજ જોઈને લારીવાળો લાચાર બની ગયો અને તેણે પૈસા લઈ લીધા.

## ૧૮

## એના કરતાં હોમાઈ જવું સારું!

એક વાર જવાહર કાનપુર ગયા હતા. તે સમયે શહેરના તથા આસપાસના પ્રદેશના મુખ્ય મુખ્ય કૉંગ્રેસ કાર્યકર્તાઓ તેમને મળવા અને તેમની પાસેથી માર્ગદર્શન મેળવવા માટે આવ્યા હતા.

વાતવાતમાં એ કાર્યકર્તાઓ મુદ્દાની વાત ચૂકી જઈને અંદરોઅંદર ઝઘડવા મંડી પડયા. તેઓ પોતપોતાના જૂથનો બચાવ કરવા માટે સામસામે કાદવ ઉડાડવા લાગ્યા. એક પક્ષ કહે અમે સાચા, તો બીજો પક્ષ કહે અમે સાચા !

એ લોકોને આમ ખેંચાખેંચી કરતા જોઈને જવાહર અકળાઈ ગયા. તેમણે ગુસ્સાભર્યા અવાજે ધૂંધવાઈને કહ્યું : "તમે બધા જહાનમમાં ગયા હોત તો ઘણું સારુ થાત !"

પંડિતજીને આમ રોષે ભરાયેલા દેખીને એક જણે વાતનો વિષય બદલવા વિચાર્યું. તે વખતે કાનપુરમાં ફાટી નીકળેલા કોમી રમખાણની વાત રજૂ કરીને તેણે પૂછ્યું : "પંડિતજી, આ કોમી રમખાણ શી રીતે શમાવી શકાય ? આ બાબતમાં આપ કૃપા કરી અમને માર્ગદર્શન આપશો ?"

કોમી રમખાણની વાત સાંભળીને જવાહર દર્દભર્યા અવાજે બોલ્યા :

"તમે પણ કેવા વિચિત્ર માણસો છો ! આટઆટલા વિકટ અને મહત્ત્વપૂર્ણ સવાલો તમારી સમક્ષ પડયા છે, છતાં તમે બધા પક્ષાપક્ષીના કીચડમાં સબડયા કરો છો ! તમે બધા દેશસેવા કરવા માટે કોંગ્રેસમાં જોડાયા છો કે પછી પોતપોતાના સ્વાર્થ સાધવા માટે ? એના કરતાં તો બહેતર છે કે કાનપુરમાં ચાલી રહેલા આ હુલ્લડમાં તમારા જેવા બધા નકામા માણસો હોમાઈ જાય !"

## ૧૯
## સવાલનો જવાબ મળી ગયો

ગયા મુકામે કોંગ્રેસનું અધિવેશન ભરાયું હતું. ત્યાર બાદ મુંબઈમાં કોંગ્રેસ સમિતિની બેઠક મળી હતી. શ્રી. દેશબંધુ દાસ પ્રમુખ તરીકે હતા. જવાહર કોંગ્રેસ સમિતિના મંત્રી હતા.

એક પ્રશ્નની બાબતમાં ઉગ્ર ચર્ચા ચાલી રહી હતી. શ્રી. અણે સાહેબ બોલવા ઊભા થયા. તેમના ભાષણનો જોશ વધવા લાગ્યો. આવેશમાં આવી જઈને અણે સાહેબે પોતાની દક્ષિણી પાઘડી માથા પરથી ઉતારીને એક હાથમાં પકડી અને તેમના બીજા હાથમાં પાનસોપારીની દક્ષિણી ઢબની ચમચી હતી. તેઓ ગુસ્સામાં આવી જઈ થોડી થોડી વારે હાથ ઉછાળવા લાગ્યા. પાઘડી અને ચમચી પણ સાથોસાથ હવામાં ઊછળતાં હતાં!

આવું હાસ્યજનક દૃશ્ય જોઈને હાજર રહેલા સભ્યો હસવું રોકી શકયા નહીં.

અણે સાહેબ તો પોતાની જ તાનમાં હતા. એટલે લોકો એમના વિચિત્ર દેખાવ પર હસે છે એનો ખ્યાલ તેમને ન આવ્યો.

કોંગ્રેસના મંત્રી જવાહર આવી અશિષ્ટતા સહી શકયા નહીં. તેમણે વચ્ચેથી ઊભા થઈ જઈને પ્રમુખશ્રીને પૂછયું : “સમિતિના સભ્યોની સમક્ષ બોલતી વખતે વક્તાએ સભાના સામાન્ય શિષ્ટાચારના નિયમો જાણવા જરૂરી છે કે નહીં?”

જવાહરનો પ્રશ્ન સાંભળીને અણે સાહેબ પોતાનો હાસ્યાસ્પદ દેખાવ પામી ગયા. તેમણે તરત જ પોતાની પાઘડી માથા પર મૂકી દીધી અને પાનસોપારીની ચમચીને નીચે મૂકી દીધી. સાથોસાથ તેમણે પોતાની આવી અશિષ્ટતા માટે માફી પણ માગી લીધી.

શ્રી દેશબંધુ દાસ જવાહર તરફ જોઈ ને હસતા હસતા બોલ્યા : "તમારા ઉઠાવેલા સવાલનો જવાબ આપવાનો હવે રહેતો નથી. એક સભ્યને શિષ્ટતાનો પાઠ શીખવવા બદલ તમને ધન્યવાદ !"

## ૨૦

## 'अेक आदमीके लिये यह क्या तमाशा !'

૧૯૩૦ની સાલની આ વાત છે. જવાહર અમદાવાદ તરફથી મુંબઈ ભણી જઈ રહ્યા હતા. ગાડી સુરત સ્ટેશને આવીને ઊભી.

સ્ટેશન પર બે ભાઈઓ જવાહરનું સ્વાગત કરવા આવી ગયા હતા. જવાહર માટે ચાનાસ્તાની પણ તૈયારી કરી રાખી હતી.

એ ભાઈઓએ જવાહરને 'જય જય' કરીને વંદન કર્યાં. સ્ટેશનની હોટલવાળો એક છોકરો ચાની મોટી ટ્રે લઈને આવ્યો. એમા પાંચેક ખાલી કપ-રકાબી, જુદી જુદી જાતનાં બિસ્કીટની ચારેક મોટી રકાબી, ચાની મોટી કીટલી, દૂધ-ખાંડ ભરેલાં બે વાસણ, સેવ-ચેવડો વગેરે ફરસાણની મોટી તાસકો વગેરે બધું એમાં ખડકેલું હતું.

જવાહર તો નાસ્તાનો આટલો મોટો ગંજ ખડકેલો જોઈ ને મિજાજ ગુમાવી બોલી ઊઠ્યા :

"અરે ભાઈ, ઇતના કૌન ખાયેગા? એક આદમીકે લિયે યહ કયા તમાશા!"

જવાહરનો આવો મિજાજ જોઈ ને પેલો છોકરો તો આભો બનીને જોઈ જ રહ્યો! એને થયુ, આ ખરો વિચિત્ર મુસાફર છે!

પેલા ભાઈ ઓ પણ જરા છોભીલા જેવા બની ગયા. તેઓ કહે: "નેહરુજી, લો, લો; આપ વળી અમારે ત્યાં કયારે આવવાના?"

પણ જવાહર એ લોકોનું શાના સાંભળે? તેઓ તો બરાડી ઊઠ્યા: "લે જાઓ યહ! હમેં એક કપ ચાય ઔર દો–ચાર બિસ્કિટ કાફી હૈં. ગરીબ હિન્દુસ્તાનમેં ઇતના કૌન ખાતા હૈ? ખાયેગા ભી કૈસે?"

અને જવાહરે એ મોટી ટ્રે પાછી ઠેલી. તેઓ કહે: "એક આદમીકે લિયે ફિઝૂલ ઇતને પૈસે કયોં બિગાડના? હમ ગરીબ હૈં!"

જવાહર માટે પછી એક કપ ચા અને બિસ્કીટની એક રકાબી પેલો છોકરો લઈ આવ્યો.

જવાહર બાળકની માફક હસતા હસતા ચા પીવા લાગ્યા.

## ૨૧

## તાપમાં ઊભેલા લોકોનું શું?

૧૯૩૧ની સાલમાં જવાહર કુટુંબ સાથે સિલોન ગયા હતા.

સિલોનમાં જનતાના લાડીલાં નેતા જવાહરનાં દર્શન કરવા માનવ-મહેરામણ ઊમટ્યો હતો. જે રસ્તે થઈને જવાહરની મોટર પસાર થવાની હતી એ રસ્તે હજારોની સંખ્યામાં માણસો કેટલાય કલાક આગળ આવીને ઊભાં રહી ગયાં હતાં. ક્યારે જવાહર આવે અને ક્યારે એમનાં દર્શન કરીએ એ જ લગની સૌને લાગી હતી. ઉનાળાના દિવસો હતા એટલે તાપનું તો પૂછવું જ શું? તોયે સખત તાપની પરવા કર્યા વિના બાળકો, સ્ત્રીઓ, વૃદ્ધો સૌ કોઈ ભેગાં થયાં હતાં.

જવાહર આવ્યા. એમને માટે ફૂલોથી સુંદર રીતે સજેલી મોટર આવીને ઊભી રહી. જવાહરે મોટર સામે જોયું. બંધ મોટર જોઈને તેમણે વ્યવસ્થાપકોને પૂછ્યું: "મને આવી બંધ મોટરમાં શા માટે લઈ જાઓ છો?"

એક વ્યવસ્થાપક ભાઈએ કહ્યું: "પંડિતજી, અહીંનો વૈશાખ મહિનાનો તાપ બહુ આકરો હોય છે. ભલભલાને લૂ લાગી જાય છે. માટે એ તાપથી આપનું તેમ જ આપના કુટુંબનું રક્ષણ કરવા માટે અમે બંધ મોટરની વ્યવસ્થા કરી છે."

જવાહર એ સાંભળીને બોલી ઊઠ્યા: "ઠીક, તમે સૌએ અમારી કાળજી લીધી એ બદલ આભાર! તાપ અમને

લાગે એ ખરોબર છે, પરંતુ કેટલાય વખતથી આ સખત તાપમાં ઊભેલા લોકોનું શું? તેઓને શું તાપ નહીં લાગતો હોય? વળી હું બંધ મોટરમાં જાઉં તો એ સૌ મને જોવા પણ નહીં પામે અને એથી તેઓ બધાં નારાજ થશે. મને પણ એ ગમશે નહીં. માટે ખુલ્લી મોટર હોય તો સારું."

તરત જ ખુલ્લી મોટરની વ્યવસ્થા કરવામાં આવી અને સૌનું સ્વાગત ઝીલતા જવાહર હસતે મોઢે એમાં બેઠા.

## ૨૨
## દેશ માટે ફનાગીરી

૧૯૩૪ની સાલમાં દેશમાં અંગ્રેજ સરકારે ઑર્ડિનન્સ રાજ શરૂ કર્યું હતું. કૉંગ્રેસને ગેરકાયદે સંસ્થા તરીકે જાહેર કરી હતી. એટલે જવાહરને માટે ગમે ત્યારે પકડાઈ જવાની ધાસ્તી હમેશાં રહેતી જ હતી.

પરંતુ તરત જ જેલને નોતરવાની જવાહરની ઇચ્છા નહોતી. તેમના ઘરના કામકાજ ઉપર થોડું ધ્યાન આપવાની જરૂર હતી. જવાહરનો ઘણોખરો વખત દેશના સેવાકાર્યમાં અથવા તો જેલમાં જતો હતો. પિતા હયાત હતા ત્યાં સુધી જવાહરને ઘરની એટલી બધી ચિંતા રહેતી નહોતી. જોકે, તેઓ ખૂબ જ કરકસરથી રહેતા હતા.

પિતાના અવસાન બાદ ઘરની વ્યવસ્થા કરવાનો જવાહરને પૂરતો સમય જ મળ્યો નહોતો. ઘરના આર્થિક વહેવારો પણ ગોટાળે ચડી ગયા હતા. એટલે જવાહરે

પોતાના કરકસરભર્યા ખરચમાં પણ કાપકૂપ કરી નાખી અને મોટર પણ કાઢી નાખી.

પોતાની આર્થિક સ્થિતિ તાત્પૂરતી સુધારી લેવા જવાહરે પોતાનાં ધર્મપત્ની કમલાદેવીનાં ઘરેણાં વેચી નાખ્યાં; ચાંદીની તેમ જ બીજી કીમતી વસ્તુઓ વેચી નાખી તથા ગાડેગાડાં ભીજે પરચૂરણ સરસામાન પણ વેચી નાખ્યો.

પિતાશ્રીએ એમના મહેલ જેવા આલીશાન મકાન 'આનંદભવન'ને પણ દેશને અર્પણ કરવાનો નિર્ણય જાહેર કરેલો હતો. એમની ઇચ્છા મુજબ એ મકાનનું 'સ્વરાજ-ભવન' નામ રાખવામાં આવ્યુ. એના એક ભાગમાં ઇસ્પિતાલ કાઢવામાં આવી અને જવાહરે એ મકાનનું રીતસરનું ટ્રસ્ટ બનાવ્યુ.

અને....છેવટે જવાહર પોતાની પાછળ વારસામાં શું મૂકી ગયા ? એક અધૂરું લખેલુ પુસ્તક, દહેરાદૂનથી લાવેલા થોડા છોડવા, પાળેલાં પશુઓ, એક લાકડી, ગીતા, થોડી તસવીરો અને ગણીગાંઠી સિગારેટો !

## ૨૩

## 'તમારી જ રાહ જોતો હતો'

શ્રી કમલાદેવી નેહરુની તબિયત સારી રહેતી ન હોવાથી ૧૯૩૪ની જાનેવારીમાં જવાહર એમને દાક્તરોને બતાવવા કલકત્તા લઈ જવાની તૈયારી કરતા હતા. નીકળવાને આગલે દિવસે ભૂકંપનો આંચકો જવાહરે અનુભવ્યો. એ ભૂકંપ બિહારમાં પ્રલયરૂપ થઈ પડચો અને ત્યાં આગળ તેણે

ભીષણ વિનાશ સરજ્યો હતો. પરંતુ જવાહરને એ વાતની હજી ખબર મળી ન હતી. તેઓ તો તે જ રાતે કમલાદેવીને લઈને કલકત્તા ગયા.

કલકત્તામાં જવાહર સાડાત્રણ દિવસ રોકાયા. ત્યાં તેમણે ત્રણ જાહેર ભાષણો પણ આપ્યાં. એમાં તેમણે ખુના-મરકી કરવાના માર્ગને વખોડી કાઢયો; પણ સરકારના દમનની સારી પેઠે ઝાટકણી કાઢી.

અહીં જવાહરને ભૂકંપના સમાચાર મળી ગયા હતા. એટલે પાછા ફરતાં, બિહારના ભૂકંપ સંકટનિવારણના કામનો રાજેન્દ્રબાબુ સાથે વિચાર કરવા તેઓ પટના ઊતર્યાં. રાજેન્દ્ર-બાબુ તાજા જ જેલમાંથી છૂટયા હતા અને સંકટનિવારણના કામમાં મંડી પડયા હતા.

અલ્લાહાબાદ આવ્યા પછી જવાહરે બિહાર માટે પૈસા તથા બીજી ચીજો ભેગાં કરવાનું શરૂ કરી દીધું. ત્યાંની ભૂકંપ સંકટનિવારણ સમિતિએ જવાહરને ભૂકંપના પ્રદેશની મુલાકાત લેવાને મોકલ્યા. દશ દિવસ તેઓ એ છિન્નભિન્ન અને ખેદાનમેદાન થઈ ગયેલા પ્રદેશમાં ફર્યાં.

ખૂબ જ થાકયાપાકયા જવાહર ૧૧મી ફેબ્રુઆરીએ અલ્લાહાબાદ પાછા ફર્યાં.

દશ દિવસના સખત પરિશ્રમથી જવાહર ખૂબ જ નંખાઈ ગયા હતા.

બીજે દિવસે સાંજે જવાહર કમલાદેવી સાથે ચા પીતા હતા, એટલામાં એક મોટર આવી અને તેમાંથી એક પોલીસ અમલદાર ઊતર્યો.

જવાહર તરત જ પામી ગયા. તેમણે એ અમલદારને કહ્યું:

"ઘણા દિવસથી હું તમારી જ રાહ જોતો હતો!"

પેલા અમલદારે શરમિંદા થઈને કહ્યુ: "મારો વાંક નથી, વૉરંટ કલકત્તાનું છે."

ત્યાર પછીનો પ્રસંગ વર્ણવતાં જવાહર કહે છે:

"એ વખતે કમલા મારા માટે થોડાં કપડાં ભેગાં કરવાને અમારા ઓરડામાં ગઈ. વિદાય લેવાને હું તેની પાછળ ગયો. તે એકાએક મને વળગી પડી. તેને માટે આ કંઈક અસાધારણ વસ્તુ હતી. કેમકે, જેલગમનને આનંદથી વધાવી લેવાની અમે ટેવ પાડી હતી. સામાન્ય સંજોગોમાં આ અમારું છેલ્લુ મિલન હતું, એવું ભાવિનું કંઈક સૂચન આગળથી તેને મળ્યુ હતું."

આમ, પાંચ મહિના અને તેર દિવસ બહાર રહ્યા પછી સ્વજનોને છોડી જવાહર પાછા જેલમાં જવા ચાલી નીકળ્યા.

## ૨૪

## 'જો જો, રખે એવું કરતા!'

૧૯૩૪ની સાલમાં જવાહર જેલમાં હતા એ દરમ્યાન કમલાદેવીની તબિયત વધારે બગડવા લાગી. જુલાઈના અંત ભાગમાં તો તેમની સ્થિતિ ગંભીર બની ગઈ.

આથી ૧૧મી ઑગસ્ટે જવાહરને છોડવામાં આવ્યા અને પોલીસના જાપ્તા હેઠળ અલ્લાહાબાદ લઈ જવામાં આવ્યા.

ત્યાં તેમને જિલ્લા મૅજિસ્ટ્રેટે જણાવ્યુ કે, 'તમારી બીમાર પત્નીને મળી શકો એટલા માટે તમને છોડવામાં આવ્યા છે.' આમ, તેમનો છુટકારો થોડા દિવસ પૂરતો જ હતો.

જેલમાંથી છૂટયા બાદ જવાહરે કમલાદેવીને જોયાં ત્યારે તે સાવ હાડપિંજર સમાન થઈ ગયાં હતાં! કદાચ થોડા જ વખતમાં તે જવાહરને છોડી જશે એ વિચાર જવાહરને અસહ્ય કલેશ કરાવવા લાગ્યો.

જવાહરના આવ્યા બાદ કમલાદેવીની તબિયતમા નહિજ સુધારો થયેલો દેખાયો

અગિયારમે દિવસે પોલીસ અધિકારીએ આવીને જવાહરને જણાવ્યુ કે, 'તમારો સમય પૂરો થયો છે અને તમારે નૈની જેલમાં જવાનું છે.'

એટલે જવાહરે પોતાનાં કુટુંબીજનોની વિદાય લીધી અને નૈની જેલમાં તેઓ પહોંચી ગયા.

એ અગાઉ જુદા જુદા હિતચિંતકો તરફથી જવાહરને સલાહ આપવામાં આવી હતી કે, તેમની બાકી રહેલી સજાની મુદત દરમ્યાન રાજકારણમાં ભાગ ન લેવાની લેખી નહીં પણ મોઢેની પણ જવાહર કબૂલાત આપે તો કમલાદેવીની સેવાચાકરી કરવા તેમને છોડી મૂકવામાં આવે.

જવાહર એ શાના કબૂલ કરે? જવાહર આ બાબતમાં કહે છે: "કબૂલાત આપવી એટલે મારી પ્રતિજ્ઞાઓને, મેં ઉપાડેલા કાર્યને, મારા સાથીઓને અને મને પોતાને બેવફા થવું! ગમે તે થાય, એ શરત અસ્વીકાર્ય જ હતી."

સદ્‌ભાગ્યે, જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતાં કમલાદેવીએ પણ જવાહરના એ નિર્ણયને વધાવી લીધો, તેથી તેમને આ ભારે કસોટીને પ્રસંગે રાહત મળી.

ઑક્ટોબરની શરૂઆતમાં કમલાદેવીને મળવા જવાહરને ફરીથી જેલમાંથી બહાર લાવવામાં આવ્યા. આ વખતે પણ એમના હિતેચ્છુઓએ એમને એ પ્રમાણે સલાહ આપવા માંડી. કમલાદેવીને કાને પણ આ બાબત પડી હતી.

જવાહર કમલાદેવીને મળવા આવ્યા, ત્યારે તે ખૂબ તાવથી ઘેનમાં પડેલાં હતાં!

આ વખતે કમલાદેવીને પણ લાગતું હતું કે, જવાહર એમની પાસે હોય તો સારું!

પણ જવાહર જ્યારે પાછા જવા તૈયાર થયા, ત્યારે કમલાદેવી વીરતાપૂર્વક હસ્યાં અને તેમણે જવાહરને નીચા વળવા ઇશારત કરી.

જવાહર નીચા વળ્યા એટલે ધીમેથી કમલાદેવીએ કહ્યું :

"સરકારને કબૂલાત આપવાની આ શી વાત છે? જોજો, રખે એવું કશું કરતા!"

## ૨૫
## જવાહરે માફી માગી

બિહારમાં એક વાર રેલસંકટ આવ્યું હતું. અસંખ્ય લોકો તારાજ થઈ ગયા હતા. એ સંકટગ્રસ્ત લોકોને આશ્વાસન અને ઉત્સાહ આપવા માટે જવાહર એ પ્રદેશમાં પ્રવાસ કરી રહ્યા હતા.

કટક શહેરમાં એક જાહેર સભા ગોઠવવામાં આવી હતી. એ સભામાં રેલસંકટની વાત જવાહર કહેવા લાગ્યા. આવા સંકટ વખતે હિંમત હારી જઈને પોતાનાં દુ:ખનાં રોદણાં રડતા લોકોને પ્રોત્સાહિત કરવા માટે જવાહરે કહ્યું :

"આમ ઓરતની માફક શું વર્તો છો?"

બોલતાં તો બોલાઈ જવાયું! પણ તરત જ જવાહર સાવધ થઈ ગયા. સભામાં બેઠેલી બહેનો તરફ જોઈને જવાહર નમ્રપણે બોલ્યા :

"બહેનો, મને માફ કરજો!"

## ૨૬
## જવાહરનો ટીકાખોર!

૧૯૩૬ની સાલમાં જવાહરને ત્રીજી વાર કોંગ્રેસના પ્રમુખ તરીકે ચાલુ રાખવા માટે ઠેર ઠેરથી માગણી થતી હતી. તે વખતે 'મૉડર્ન રિવ્યુ' નામના અંગ્રેજી સામયિકમાં 'ચાણક્ય' એવું ઉપનામ ધારણ કરીને એક વ્યક્તિએ જવાહર વિષે કડક ટીકા કરતો લેખ લખ્યો હતો. એ લેખ વાંચીને સૌને થતું કે જવાહર અંગે આટલું તલસ્પર્શી વિવેચન કરનાર અને જવાહર સામે હિંમતભેર લાલબત્તી ધરનાર આ કોઈ જબરો લેખક પાકયો લાગે છે!

એ સુપ્રસિદ્ધ લેખ આ રહ્યો :—

"લોકોના ટોળાએ પોકાર કર્યો : 'જવાહરલાલ કી જય!' જવાહરે ઝડપથી પસાર થતાં એ તરફ નજર ફેંકી.

એમનો હાથ જયનાદનો જવાબ વાળવા ઊંચો થયો; એમનો ફિક્કો ચહેરો સ્મિતથી ચમકી ઊઠ્યો.

"એ સ્મિત ઘડીભરમા અદૃશ્ય થઈ ગયું, અને વળી પાછી એ ચહેરા પર કડકાઈ અને ગમગીની પથરાઈ રહી. એમણે કરેલુ સ્મિત અને એ સ્મિત સાથે જોડાયેલો શિષ્ટાચાર બાહ્ય વિવેકમાંથી પ્રગટ્યો હોય એવી લગભગ પ્રતીતિ થઈ રહી. જે ટોળાના તે લાડીલા નેતા બન્યા હતા તેને પળભર રીઝવવાની, તેની શુભેચ્છાઓ પામવાની આ વ્યાપારી તરકીબ તો નહિ હોય ને?

"એમના મુખને ફરી વાર નિહાળો. એક લાંબુ પ્રચંડ સરઘસ નીકળ્યુ છે. હજારો લોકો તેમની મોટરની આસપાસ ટોળે વળ્યા છે અને સાનભાન ભૂલીને હર્ષનાદો પોકારવામાં મગ્ન બની ગયા છે. જવાહરલાલ સમતુલા જાળવીને મોટરની બેઠક પર ટટાર ઊભા છે તેઓ ઊંચા લાગે છે. દેવની જેમ તેઓ શાન્ત છે અને વિશાળ જનસમૂહથી અવિચલ છે. એકાએક તેમના ચહેરા પર પહેલાની માફક સ્મિત ફરકે છે; ઉલ્લાસપ્રેરક હાસ્ય ઊછળે છે ગાંભીર્ય ઓસરતું જણાય છે અને જનસમૂહ પણ હાસ્યનું કોઈ કારણ જાણ્યા વિના સામું હાસ્ય ફેલાવે છે હવે જવાહર દેવતા સમાન નથી, બલ્કે માનવ બની જાય છે અને આસપાસ વીંટી વળેલા હજારો લોકો સાથે આત્મીયતાનો ભાવ પ્રગટ કરે છે જનસમૂહમાં આનંદ પ્રસરે છે, મિત્રભાવ પ્રગટે છે લોકો તેમને હૃદયમાં સમાવી લે છે. પરંતુ સ્મિત લુપ્ત થાય છે અને ફરી પાછો ફિક્કો અને ગંભીર ચહેરો દેખા દે છે.

"એમનો ઉમળકો અંતરમાંથી ઉદ્‌ભવેલો હતો કે પછી જાહેર કાર્યકર્તાએ વિચારપૂર્વક અપનાવેલી એ કોઈ યુક્તિ હતી? કદાચ બંને હોઈ શકે. ઘણા વખતની આદતે આવું સ્વરૂપ ધારણ કર્યું હોય. જેમાં અદાનો આભાસ ન હોય એ અદા સૌથી વિશેષ પ્રભાવશાળી છે અને બહારના પાઉડર કે મેક-અપ વગર અભિનય શી રીતે કરવો એ જવાહર બહુ સારી રીતે જાણે છે. કેળવાયેલી બેદરકારીથી એ જાહેર તખ્તા પર જનતા સમક્ષ ખોટો અભિનય કરીને એમનાં ચિત્ત હરી જાય છે; પરંતુ એથી દેશનું શું ભલું થાય? એમના આ અભિનય પાછળ કયો હેતુ, કઈ ભાવના છુપાયાં છે?

"દરેક દૃષ્ટિએ આ પ્રશ્નો રસપ્રદ છે, કારણ કે જવાહરલાલનું વ્યક્તિત્વ જ એવું છે કે તે આપણું ધ્યાન ખેંચ્યા વિના ન રહી શકે. પરંતુ આપણા આ પ્રશ્નો ઘણા મહત્ત્વના પણ છે, કારણ કે જવાહરલાલ વર્તમાન ભારત અને સંભવતઃ ભાવિ ભારત સાથે સંકળાયેલા છે. ભારતનું ઘણું ભલું કે ઘણું બૂરું કરવાની શક્તિ તેમનામાં છે. તેથી આપણે આ પ્રશ્નોના ઉત્તર શોધવા જોઈએ.

"બે વર્ષથી તેઓ કોંગ્રેસ-પ્રમુખ છે. કેટલાક લોકો એમ માને છે કે તેઓ કાર્યવાહક સમિતિના મોવડી માત્ર છે અને બીજાઓના દબાણને વશ વર્તી ચાલનારા છે. તેમ છતાં તેઓ પોતાની પ્રતિષ્ઠા અને વગ જનતામાં તથા વિવિધ જૂથોમાં સતત વધારતા રહ્યા છે. તેઓ ખેડૂત અને કામદાર,

મુસ્લિમ અને ખ્રિસ્તી, પારસી અને યહૂદી દરેક સાથે હળે-ભળે છે. તેમની સાથે તેઓ કોઈ ભિન્ન વાણી ઉચ્ચારે છે અને તેમને પોતાનાં કરી લેવા સદાય પ્રયત્ન કરે છે. આ ઉંમરે પણ આશ્ચર્યજનક સ્ફૂર્તિથી તેમણે ભારતના વિશાળ પ્રદેશનો પ્રવાસ ખેડ્યો છે અને પ્રત્યેક સ્થળે તેમને અસાધારણ આવકાર મળ્યો છે. દૂર ઉત્તરેથી તે છેક કન્યાકુમારી સુધી એ વિજેતા સીઝરની જેમ ઘૂમી વળ્યા છે. અનેક દંતકથાઓ તેમની પાછળ પ્રસરી રહી છે. આમાં માત્ર એમના ચિત્તને આનંદ આપતો કોઈ તરંગ હશે કે એની પાછળ સત્તા હાથ ધરવાની કશી આકાંક્ષા છુપાયેલી હશે? ટોળાંઓમાં ઘૂમવાની તેમની મનોવૃત્તિનો હેતુ શો હોઈ શકે? તેમણે પોતાની આત્મકથામાં જે સત્તાલાલસાનો ઉલ્લેખ કર્યો છે એ જ તેમને એક જનસમૂહમાંથી બીજા જનસમૂહ વચ્ચે ફરવા પ્રેરતી નહીં હોય? એ સત્તાલાલસા તેમને મનોમન બોલાવતી નહીં હોય કે, 'મેં મારા તરફ આ માનવસમુદાયને ખેંચ્યો છે અને આકાશના તારાઓમાં મારી સત્તાલાલસા અંકિત કરી દીધી છે?'

"પરંતુ એ તરંગ સત્તાકાંક્ષામાં પલટાઈ જાય તો? જવાહરમાં મહાન અને કલ્યાણકારક પ્રવૃત્તિ કરવાની ગજબનાક શક્તિ ભલે હોય, એવા પુરુષો લોકશાસનમાં જોખમકારક ગણાય. એ પોતાની જાતને લોકશાહીના પુરસ્કર્તા અથવા સમાજવાદી તરીકે ઓળખાવે છે, અને અલબત્ત સાચેસાચ એ એવા છે પણ ખરા, તથાપિ એક સહેજ વળ ચડતાં જ એ સરમુખત્યાર પણ થઈ બેસે; ધીમી ગતિએ

ચાલતી લોકશાહીને એક બાજુ મૂકી દે અને છતાંય તેઓ લોકશાહી અને સમાજવાદનાં સૂત્રો ઉચ્ચારે. પરંતુ આપણે જાણીએ છીએ કે આમ જ ફાસીવાદ ફાલ્યો અને નકામા કચરાની જેમ ફેંકાઈ ગયો.

"જવાહરલાલ ફાસિસ્ટ બની શકે તેમ નથી. ફાસીવાદની ખરબચડી કઢંગી રીતરસમો એ ભાગ્યે જ છરવી શકે. એમનો ચહેરો અને એમની વાણી પણ એની સાખ પૂરે તેમ છે. એ જાણે કહે છે 'જાહેર સ્થળોમાં કૌટુંબિક મુખાકૃતિઓ જેટલી સુંદર અને આકર્ષક લાગે છે તેટલી કૌટુંબિક સ્થળોમાં જાહેર મુખાકૃતિઓ સુંદર અને આકર્ષક લાગતી નથી.'

"ફાસીવાદી મુખાકૃતિ એ જાહેરમાં દેખાડવાનું મહોરું છે. પણ તે જાહેરમાં કે ખાનગીમાં ક્યાંય પ્રસન્નકારક જણાતું નથી. જવાહરલાલની મુખાકૃતિમાં તેમ જ તેમની વાણીમાં નિશ્ચિતપણે આત્મીયતાનું તત્ત્વ છે. લોકસમૂહમાં અને જાહેર સભાઓમાં પણ તેઓ આત્મીયતાપૂર્વક બોલે છે એમાં જરાયે શંકા નથી. એમ જણાય છે કે જુદી જુદી વ્યક્તિઓ સાથે જાણે સ્વજનની જેમ તેઓ વાત કરે છે. આપણે તેમનો અવાજ સાંભળીએ છીએ કે તેમનો લાગણીશીલ ચહેરો જોઈએ છીએ ત્યારે આપણને પ્રશ્ન થાય છે કે એ સ્વર પાછળ અને મુખાકૃતિ પાછળ શું શું છુપાયેલુ હશે, કયા વિચારો અને કામનાઓ, ગ્રંથિઓ અને નિગ્રહો તેની પાછળ રહેલાં હશે અને કેવા આવેગોનો નિગ્રહ કરીને તેમાથી શક્તિ પ્રાપ્ત કરી હશે? જાહેરમાં બોલતી વખતે વિચારોનો

ક્રમ તેમને પકડી રાખે છે, પરંતુ બીજા પ્રસંગોએ તેમનો દેખાવ તેમને દગો દેતો હોય તેમ લાગે છે; કારણ કે તેમનું મન વિવિધ ક્ષેત્રોમાં અને વિવિધ તરંગોમાં ભટકે છે અને ઘડીભર તે પોતાની સામે બેઠેલા માણસને ભૂલીને પોતાના મન સાથે ગોષ્ઠિ કરે છે. પોતાની વિકટ અને ઝંઝાવાતભરી જીવન-યાત્રામાં ખોઈ બેઠેલા માનવસંપર્કનો તેઓ વિચાર કરી રહ્યા છે, તેઓ તેને માટે ઝંખી રહ્યા છે કે પછી તેઓ સ્વનિર્મિત ભવિષ્યનું અને સંઘર્ષો તથા વિજયોનું સ્વપ્ન નિહાળી રહ્યા છે? તેમણે જાણવું જોઈએ કે તેમણે પસંદ કરેલા માર્ગમાં વિશ્રાંતિ નથી અને તે માર્ગે વિજય મળે તોપણ ભાર વધવાનો છે. લૉરેન્સે આરબોને કહ્યું હતું તેમ 'બળવાખોરો માટે વિશ્રાંતિગૃહો ન હોઈ શકે, તેમને આનંદ ન મળી શકે.'

"તેમના નસીબે આનંદ નહિ હોય, પણ નસીબ સાનુકૂળ હશે તો કદાચ એથીય મોટી વસ્તુ તેમને પ્રાપ્ત થઈ શકશે અને તે જીવનના ઉદ્દેશની સિદ્ધિ.

"જવાહરલાલ ફાસીવાદી ન બની શકે, અને તેમ છતાં તેમને સરમુખત્યાર બનાવે તેવાં ઘણાં લક્ષણો તેમનામાં છે · અતિશય લોકપ્રિયતા, સુદૃઢ મનોબળ, તાકાત, જુસ્સો, ગર્વ, સંગઠનશક્તિ, યોગ્યતા, કડકાઈ, લોકસમૂહ પ્રત્યે તેમનો પ્રેમ હોવા છતાં બીજાઓ પ્રત્યેની તેમની થોડીક અસહિષ્ણુતા અને નિર્બળ તથા અણઘડ પ્રત્યે તેમનો કંઈક તિરસ્કાર. એમના મિજાજના ચમકારા સુપ્રસિદ્ધ છે. ધાર્યું કરવા માટે અણગમતું ફગાવી દેવા માટે અને નવું સર્જવા માટે ઊછળતો

તેમનો મનોભાવ લોકશાહીની ધીમી પ્રક્રિયાને લાંબો સમય ભાગ્યે જ સહી શકશે. તેઓ તેમની ઇચ્છા મુજબ કામ થાય છે કે નહીં તેની તકેદારી રાખશે. સામાન્ય સંજોગોમાં તેઓ કેવળ સફળ અને કાર્યક્ષમ વહીવટકર્તા બની રહેશે. પરંતુ આ ક્રાંતિકારી યુગમાં સીઝર હમેશાં બારણાં ઠોકી રહ્યો હોય છે. જવાહરલાલ સીઝર બનવાની કલ્પના કરે એવી શક્યતા નથી શું?

"આમાં ભારત અને જવાહરલાલ માટે મોટું જોખમ રહેલુ છે. કારણ ભારત સીઝરવાદ દ્વારા સ્વતંત્રતા સિદ્ધ કરી શકશે નહીં. કલ્યાણકારી અને કાર્યક્ષમ એકહથ્થુ સત્તા હેઠળ તે સમૃદ્ધ થઈ શકશે, છતાં તે કુંઠિત રહેશે અને તેની પ્રજાની મુક્તિમાં વિલંબ થશે.

"બે વર્ષથી જવાહરલાલ પ્રમુખ તરીકે ચૂંટાયા છે અને એમણે પોતાનું મહત્ત્વ એવું બતાવ્યું છે કે ઘણા એમને ત્રીજી વખત પ્રમુખ તરીકે ચૂંટવાની વાતો કરે છે. પણ ત્રીજી વાર એ ચૂંટાયા તો તેના જેવી હિંદની બીજી કુસેવા થવાની નથી. એથી મહાસભાને ભોગે એક માણસની જ પૂજા થયા કરશે. એથી જવાહરની બૂરાઈઓને આપણે ખોટું ઉત્તેજન આપીશું, એમની અભિમાનવૃત્તિ વધારીશું; એ એમ જ માનતા થઈ જશે કે ફક્ત એ જ હિંદના પ્રશ્નો ઉકેલ લાવી શકે તેમ છે. આપણે એ યાદ રાખવું જોઈએ કે એ બહારથી મહાસભાના મોટા હોદ્દા તરફ નિર્લેપવૃત્તિ દર્શાવતા હોય છતાં, છેલ્લાં સત્તર વર્ષથી તેમણે મહાસભાના મહત્ત્વના હોદ્દા પોતાની પાસે રાખ્યા છે. આપણે હવે બતાવી આપવું

જોઈએ કે, જવાહરલાલ અનિવાર્ય નથી અને તેથી તેમને ત્રીજી વાર પ્રમુખ તરીકે ચૂંટવાનું હિંદને પરવડે એમ નથી.

"આ માટે એક વ્યક્તિગત કારણ પણ છે. તેઓ ભલે હિંમતભરી વાતો કરે છે, છતાં સ્પષ્ટપણે શ્રમિત અને શિથિલ બની ગયા છે. જો તેઓ પ્રમુખ તરીકે ચાલુ રહેશે તો તેઓ વધુ શિથિલ થઈ જશે. તેઓ આરામ લઈ શકશે નહીં, કારણ એક વાર વાઘ પર સવારી કર્યા પછી તેના પરથી ઊતરી શકાતું નથી, ભારે બોજ અને જવાબદારીમાં તેમની માનસિક શક્તિઓ ક્ષીણ થતી આપણે અટકાવીએ અને તેમને બહેકી જતા રોકીએ. ભવિષ્યમાં તેમની પાસેથી સાગ કાર્યની અપેક્ષા રાખવાનો આપણો અધિકાર છે. આપણે એ ભાવિને કલુષિત ન કરીએ અને વધુ પ્રશંસા કરીને કે વધુ મહત્તા આંકીને તેમને પણ મોઢે ન ચડાવીએ. તેમની પતરાજી ખરેખર ભયંકર છે. તેને અંકુશમા રાખવી જ જોઈ શે. આપણે સીઝરો જોઈતા નથી."

પરતુ ખૂબીની વાત તો એ છે કે 'ચાણક્ય' એ બીજું કોઈ નહીં પણ જવાહર પોતે જ હતા ! એ માસિકના તંત્રીને પણ આ વાતની ખબર નહોતી ! જોન ગંથરે એ વાત પહેલવહેલી જાહેર કરી, ત્યારે સૌ આશ્ચર્યમુગ્ધ બન્યા હતા.

## ૨૭
## અહિંસાના ઉપાસકને લાઠીની શી જરૂર ?

એક વાર જવાહર ગાંધીજીને મળવા સેવાગ્રામ આવ્યા હતા.

સંધ્યાકાળનો સમય હતો, એટલે બાપુજીની ઓરડીમાં અંધારું હતું. જવાહર બારણામાંથી પ્રવેશ્યા, ત્યાં તો બારણાની અડોઅડ બાપુજીની લાઠી ઊભી રાખેલી હતી એની સાથે જવાહરનો પગ અથડાયો. અને તેઓ પડતા પડતા બચી ગયા.

એટલે જવાહર ધૂંધવાઈને બોલી ઊઠયા :

"બાપુ, આપ તો રહ્યા અહિંસાના ઉપાસક, તો પછી આપ આ મોટી લાઠી શા માટે રાખો છો ?"

બાપુજી હસતા હસતા કહે :

"તમારા જેવા તોફાની છોકરાઓને ઠેકાણે લાવવા."

એ સાંભળીને જવાહરનો રોષ ક્યાંનો ક્યાં જતો રહ્યો. તેઓ પણ ખડખડાટ હસી પડયા.

## ૨૮

## કિસાનોએ ભૂલ કબૂલ કરી

એક વાર ફૈઝાબાદમાં દુર્ઘટના બની. કોઈએ ત્યાંના ભોળા ખેડૂતોને ભરમાવ્યા કે, ખેડૂતોનું શોષણ કરનારા જમીનદારોની માલમિલકત લૂંટી લેવાની ગાંધીજીએ છૂટ આપી છે. એવા માથાભારે લોકો સાથે હિંસા કરવામાં દોષ નથી.

આવી ખોટી ઉશ્કેરણીથી કેટલાક કિસાનો ભાન ભૂલ્યા અને તેઓએ 'મહાત્મા ગાંધીજીકી જય'ના પોકારો સાથે કેટલાક જુલમી તાલુકદારો અને જમીનદારો પર હિંસક આક્રમણ કર્યું.

આ વાતની જવાહરને જાણ થઈ. તેઓ એ સાંભળીને ખૂબ દુ:ખી થયા. તેઓ તરત ફૈઝાબાદ પહોંચી ગયા. તેમણે

એક જાહેરસભા બોલાવી. એમાં આજુબાજુનાં ગામોમાં રહેતા કિસાનોને હાજર રહેવાનું કહેણ મોકલ્યુ.

થોડી જ વારમાં સૌ કિસાનો પોતાના લાડીલા જવાહરનો સંદેશ સાંભળવા સભાસ્થાને ભેગા થઈ ગયા.

જવાહરે પોતાના વ્યાખ્યાનમાં મહાત્મા ગાધીજીની અહિંસાત્મક અને શાંતિભરી નીતિનો ખ્યાલ આપ્યો; 'મહાત્મા ગાંધીજીની જય' પોકારીને કરવામાં આવેલા હિંસક આક્રમણને વખોડી કાઢયું. પછી છેવટે જવાહરે ઘોષણા કરી :

"જે લોકોએ આ કલકિત લૂંટમાં ભાગ લીધો હોય એ સૌ હિંમતભેર પોતાના હાથ ઊંચા કરી પોતાની ભૂલ કબૂલ કરી દે."

સૌ જાણતા હતા કે સભામાં પોલીસ અધિકારીઓ અને છૂપી પોલીસો પણ છે. અને હાથ ઊંચા કરવાનુ શું પરિણામ આવશે એ પણ સૌ જાણતા હતા. પરન્તુ પોતાના માનીતા નેતા જવાહરની આજ્ઞા શી રીતે લોપાય? એટલે જે લોકોએ એ દુષ્કૃત્યમાં ભાગ લીધો હતો તેઓએ ડર્યા વિના અને પરિણામની પરવા કર્યા સિવાય તરત જ હાથ ઊંચા કર્યા!

અંગ્રેજ સરકારે એનો પૂરેપૂરો ગેરલાભ ઉઠાવ્યો. કેટલાયે કિસાનઆગેવાનો અને ખેડૂતોની ધરપકડ કરવામાં આવી અને તેઓને સખત સજા ફરમાવીને જેલમાં ધકેલી દીધા.

પરંતુ કોઈએ એ સામે રોષ દર્શાવ્યો નહીં તેમ જ જવાહરનો દોષ કાઢયો નહીં. સૌ હસતે મોઢે જેલમાં ગયા.

## ૨૯

## 'ભારત ભલે ગુલામ રહ્યું ! પરંતુ...'

આપણો દેશ આઝાદ નહોતો થયો ત્યારની આ વાત છે. જવાહર વિમાન માર્ગે સ્વીટ્ઝરલૅંડથી હિંદ પાછા ફરતા હતા.

આ વાતની જાણ ઇટાલીના તે વખતના સરમુખત્યાર મુસોલિનીને થઈ. મુસોલિની પોતાના વિરોધીઓને ક્રૂરતાથી જેર કરીને સરમુખત્યાર બન્યો હતો. એટલે બીજા દેશોમાં તે અળખામણો થઈ પડયો હતો. તેથી તે જ્યાં ત્યાંથી પ્રતિષ્ઠા પામવા પ્રયત્ન કરતો હતો. જવાહરની ખ્યાતિની તેને જાણ હતી. એટલે તેને થયુ કે, આ સારી તક છે. જવાહરનું દબદબાભેર સ્વાગત કરી એમનો પ્રેમ સંપાદન કરી લઉં તો મને લાભ થશે. એ માટે તેણે પ્રયાસ કરવા માંડયો.

મુસોલિનીને પહેલાંથી ખબર પડી ગઈ હતી કે, જવાહરનું વિમાન થોડો વખત રોમ રોકાશે. એટલે તેણે એક અગ્રગણ્ય અધિકારીને ત્યાં આગળથી મોકલી દીધો.

જવાહરનું વિમાન રોમ ઊતર્યું. પેલો અધિકારી જવાહર પાસે ગયો અને વિનયપૂર્વક બોલ્યો: "અમારા પ્રમુખશ્રીએ અભિનંદન પાઠવ્યા છે. તેઓ આપને મળવા આતુર છે."

જવાહરે એની વિનંતીનો દઢપણે અસ્વીકાર કર્યો.

પરંતુ પેલા અધિકારીએ આગ્રહ જારી રાખી કહ્યું: "બહુ નહીં તો થોડી મિનિટ પૂરતા પણ આવી જાઓ. હજી વિમાન ઊપડવાને થોડી વાર છે. અમે આપને સમયસર પાછા અહીં પહોંચાડી દઈશું."

જવાહરે પહેલાંની માફક જ મક્કમતાથી કહ્યું: "તમારા પ્રમુખની ભલી લાગણી માટે ધન્યવાદ. પરંતુ મારાથી ત્યાં આવી શકાય એમ નથી."

પેલા અધિકારી જવાહરનો આવો છડેચોક નકારાત્મક જવાબ સાંભળીને મનમાં ખૂબ રોષે ભરાયો. છેવટે તેણે ટોણો મારતાં કહ્યું· "આપને એક સ્વાધીન દેશના પ્રમુખ આમંત્રણ આપે છે. એ કેટલુ માનભર્યું ગણાય એનો...."

ત્યાં તો જવાહર વચ્ચે જ બોલી ઊઠ્યા·

"હવે બસ કરો! તમારા પ્રમુખને જઈને કહેજો કે, ભારત ભલે ગુલામ રહ્યું! પરંતુ એ દેશમાં એવા માણસો પણ પડ્યા છે જેઓ પોતાના આત્માને કદી વેચતા નથી."

એમ કહીને જવાહર વિમાનમાં પાછા બેસી ગયા.

પેલો અધિકારી તો અવાક જ બની ગયો!

## ૩૦

## 'એમાં બેઅદબી જેવું શું છે?'

ભારત સ્વતંત્ર થયું એ પહેલાંનો આ પ્રસંગ છે. કરાંચી-માં શારદામંદિર નામની શિક્ષણ-સંસ્થા જાણીતી હતી. મહાત્મા ગાંધીજી, જવાહરલાલજી વગેરે નેતાઓ કરાંચી આવતા ત્યારે આ સંસ્થામાં જ ઘણું કરીને રહેતા.

સૂવા માટે અતિથિગૃહમા ગયા અને એક તકિયો લઈ જમીન પર પાથરેલી સાદડી પર જ આડા પડયા હમેશાની ટેવ મુજબ તેમણે ત્યાના એક ભાઈને કહ્યુ "એકાદ સિગારેટ મગાવો"

પેલા ભાઈએ વિનયપૂર્વક કહ્યુ: "નેહરુજી, અહીં સિગારેટ નહીં હોય! ગામમા જઈને લઈ આવવી પડશે"

જવાહરે નવાઈ પામીને પૂછ્યુ· "શું અહીં કોઈની પાસે એક સિગારેટ પણ નહીં મળે?"

પેલા ભાઈએ કહ્યુ "ગુરુકુળમા ધૂમ્રપાન કરવાની મનાઈ છે."

એક વાર જવાહર આ સંસ્થામાં ઊતર્યા હતા. જવાહરને સિગારેટ પીવાની ટેવ હતી. એટલે પોતાની ઓરડીમાં સૂતા સૂતા તેઓ સિગારેટ પીતા હતા.

ઓરડીની બહાર જવાહરની સરભરામાં રોકાયેલા એક સ્વયંસેવકને સિગારેટની ગંધ આવી. એટલે તે જવાહરની ઓરડીમાં ગયો. જુએ છે તો જવાહર સિગારેટ પીતા હતા!

પેલા સ્વયંસેવકે વિનયપૂર્વક પણ મનમાં ગભરાતાં ગભરાતાં કહ્યું :

"પંડિતજી, બેઅદબી માફ કરજો! અહીં ધૂમ્રપાન કરવાની મનાઈ છે."

એ સાંભળીને જવાહરે તરત જ સિગારેટ બુઝાવી નાખી અને કહ્યું :

"એમાં બેઅદબી જેવું શું છે? મને આ નિયમની ખબર નહોતી. તમે કહ્યું એ બરાબર જ છે. હવે હું અહીં સિગારેટ નહીં પીઉં."

## ૩૧
## નિયમ એટલે નિયમ!

૧૯૫૮ની સાલમાં વડાપ્રધાન જવાહરલાલજી 'ગુરુકુળ મહાવિદ્યાલય'માં દીક્ષાન્ત-પ્રવચન આપવા માટે જ્વાલાપુર ગયા હતા.

સવારનો સમારંભ પૂરો થયા પછી ભોજનનો કાર્યક્રમ હતો. ભોજન કર્યા પછી જવાહર એકાદ સિગારેટ પીતા પીતા થોડો વખત સૂઈ જતા હતા. એ મુજબ અહીં પણ

સૂવા માટે અતિથિગૃહમાં ગયા અને એક તકિયો લઈ જમીન પર પાથરેલી સાદડી પર જ આડા પડયા. હંમેશની ટેવ મુજબ તેમણે ત્યાંના એક ભાઈને કહ્યું: "એકાદ સિગારેટ મગાવો."

પેલા ભાઈએ વિનયપૂર્વક કહ્યુ: "નેહરુજી, અહીં સિગારેટ નહીં હોય! ગામમાં જઈને લઈ આવવી પડશે."

જવાહરે નવાઈ પામીને પૂછ્યું: "શું અહીં કોઈની પાસે એક સિગારેટ પણ નહીં મળે?"

પેલા ભાઈએ કહ્યું: "ગુરુકુળમાં ધૂમ્રપાન કરવાની મનાઈ છે."

આમ આ વાત ચાલતી હતી હતી ત્યાં તો બાજુમાં ઊભેલા જવાહરના સેક્રેટરીએ પાટલૂનના ખીસામાંથી સિગારેટનુ પાકીટ કાઢીને જવાહર આગળ ધર્યું.

જવાહરે એ પાછુ વાળતાં કહ્યું:

"ના, ભાઈ, ના. નિયમ એટલે નિયમ! અહીં જો સિગારેટ પીવાની મનાઈ હોય તો હુ શી રીતે પી શકુ?"

એમ કહીને જવાહર સિગારેટ પીધા વિના જ ઊંઘી ગયા.

## ૩૨

## 'થાક ઊંઘથી નહિ ઊતરે'

એક વાર જવાહર ઉત્તર પ્રદેશનો પ્રવાસ કરતા હતા. તે દિવસોમાં જવાહરને ખૂબ જ કામ રહેતું. કોઈ કોઈ વાર તેમને આખી રાત સૂવા પણ મળતું નહીં.

આ પ્રવાસમાં પણ એમ જ થયું. બે દિવસ તેઓ ઊંઘ્યા જ નહોતા. ત્રીજે દિવસે પણ કાર્યક્રમ ભરચક હતો. એમણે આઠ તો ભાષણો કર્યાં હતાં. જમવાનો પણ સમય મળ્યો નહોતો.

રાતે દસ વાગ્યે કાર્યક્રમોથી પરવાર્યા પછી જવાહર જમ્યા. જમી રહ્યા, એટલે યજમાને જવાહરને કહ્યું: "આપ હવે આરામ કરો. બે રાત આપ ઊંઘ્યા પણ નથી કે જરાય આરામ કર્યો નથી. વળી કાલ સવારથી પાછો ધોધમાર કાર્યક્રમ છે જ."

જવાહરે સહજ ભાવે પૂછ્યું: "તમે શું કરવાના?"

યજમાને કહ્યું: "અહીં નજીકમાં મારા એક મિત્ર રહે છે. તેમને ત્યાં એક ભાઈ આવ્યા છે. તે બહુ જ સરસ સિતારના બજવૈયા ઉસ્તાદ છે. આજે એમનો જલસો રાખ્યો છે. એટલે મારે ત્યાં જવું પડશે."

જવાહર બોલી ઊઠયા: "તો પછી હું પણ ત્યાં આવીશ. ઘણા દિવસથી મેં સિતાર સાંભળી નથી."

યજમાન કહે: "પણ આપને ઊંઘની ખાસ જરૂર છે. આપ નિરાંતે સૂઈ જાઓ."

જવાહર હસતા હસતા બોલ્યા: "ના; ઊંઘથી થાક નહીં ઊતરે, સિતારથી જ ઊતરશે."

અને જવાહર સિતાર સાંભળવા ગયા. સિતાર સાંભળતાં જ સવાર પડી ગઈ.

## ૩૩
## બાળક જેવા નિખાલસ

એક વાર મુંબઈમાં બિરલા હાઉસમાં કૉંગ્રેસ વર્કિંગ કમિટીની બેઠક મળી હતી.

ગાંધીજી એ બેઠકમાં અમુક મુદ્દા પર પોતાના વિચારો દર્શાવી રહ્યા હતા. મુદ્દો જરા ચર્ચાસ્પદ હતો. એટલે એ ઉપર ગરમાગરમ આપલે થઈ રહી હતી. પરંતુ બાપુજી એ સૌની વાતો શાંતિથી, સ્વસ્થતાથી સાંભળતા હતા અને સાથોસાથ પોતાના વિચારોને એટલી જ દઢતા અને મક્કમતાથી પકડી રાખતા હતા.

જવાહર પણ એ ચર્ચામાં ભળ્યા હતા. બાપુજીને જરાયે મચક આપતા ન જોઈને જવાહર અકળાઈ જઈને બોલી ઊઠ્યા : "આપ આપના વિચારો અમારા ઉપર લાદો છો!"

એમ કહીને ગુસ્સામાં આવી જઈ જવાહર ઊભા થઈને બહાર નીકળી ગયા. ચાલતા જાય અને મનમાં ને મનમાં બબડતા જાય; વળી જુસ્સામાં આવીને હાથ પણ ઉછાળતા જાય.

કેટલાક કાર્યકર્તાઓ એમની પાછળ દોડી ગયા. જવાહરને શાંત પાડવા તેઓ પ્રયત્ન કરવા લાગ્યા. પણ એ લોકોની વાત સાંભળે એ બીજા! જવાહર તો પોતાની ધૂનમાં આગળ ને આગળ ચાલવા જ લાગ્યા. મુંબઈ કૉંગ્રેસના મંત્રી શ્રી એસ. કે. પાટીલ વગેરે કાર્યકરો જવા-

હરને મોટરમાં બેસી જવા વીનવવા મથ્યા, પણ જવાહરે એ લોકોનું ન માન્યું. જવાહર આગળ અને એ સૌ લોકોનું નાનકડું ટોળું પાછળ, આમ નાનું સરખું સરઘસ જ જાણે રસ્તા પર નીકળી પડ્યું હોય એમ લાગતું હતું.

બેએક ફર્લાંગ આમ ને આમ નીકળી ગયા. જવાહર અંદરથી કંઈક શાંત થયા. એમને બાપુની વાત સમજાવા લાગી. તેઓ તરત જ ઊભા રહી ગયા. પાછળ જુએ છે તો નાનકડું સરઘસ ! એ જોઈને જવાહર ખડખડાટ હસી પડ્યા. કશું બોલ્યાચાલ્યા વિના સાથેની મોટરમાં બેસી ગયા અને પાછા બિરલાહાઉસ આવી પહોંચ્યા.

બાપુની પાસે જઈને જવાહર બાળક જેવા નિખાલસ ભાવે બાપુજીને કહેવા લાગ્યા :

" बापु, आप कहते हैं वही सच है । वही योग्य है ।"

## ૩૪

## 'જવાહર હજી બાળક જ રહ્યા !'

વર્ધા મુકામે ૧૯૪૬માં કૉંગ્રેસ કારોબારીની બેઠક મળી હતી. તે વખતે શીખોનું એક પ્રતિનિધિમંડળ કૉંગ્રેસ કારોબારી આગળ પોતાની કેટલીક બાબતો રજૂ કરવા આવ્યું હતું.

એ પ્રતિનિધિમંડળ સાથે વાતચીત થતી હતી એ દરમ્યાન એક શીખ ભાઈ જરા ઉશ્કેરાઈ જઈને બોલી ઊઠ્યા : "શું કૉંગ્રેસ પણ અંગ્રેજોની માફક જબરદસ્તી અને

દમનની નીતિ અખત્યાર કરવા માગે છે કે? અને એનો અમલ શું અમ શીખો ઉપર જ કરવામાં આવશે?"

જવાહર આવો આક્ષેપ શાના સહન કરે? તેઓ તરત જ ઊછળી ઊઠયા: "હા, હા; અમે પણ અંગ્રેજોની માફક જબરદસ્તી અને દમનની નીતિ અખત્યાર કરવાના છીએ! બોલો, તમારે શું કહેવું છે?"

બધાને લાગ્યુ કે મામલો વીફરશે અને શીખો વધારે ઉશ્કેરાઈ જશે. આ તો સમાધાનની વાત બાજુએ રહી ગઈ અને અવળે જ માર્ગે બધા વળી ગયા! ત્યાં તો ગાંધીજી ખડખડાટ હસી પડયા. જવાહર પણ કંઈક સ્વસ્થ થઈ ગયા અને ગાંધીજીના મુક્ત હાસ્યને ઝીલી લેતા હોય એમ હસી પડયા.

બાપુજી બોલી ઊઠયા: "આ જવાહર તો હજી બાળક જ રહ્યા!"

તંગ વાતાવરણ એકદમ હળવું હળવું થઈ ગયુ. બધા જ હસવા લાગી ગયા અને પાછું શાંતિથી કામ શરૂ થઈ ગયુ. જાણે કે કશું અજુગતું બન્યું જ ન હોય!

## ૩૫

## બાપુના વારસ શા માટે?

ગાંધીજીએ જવાહરને પોતાના વારસ તરીકે નીમ્યા, ત્યારે ઘણા માણસોને નવાઈ લાગી હતી. એક ભાઈએ તો બાપુજીને સીધેસીધો સવાલ જ પૂછી નાખ્યો:

"બાપુ, પંડિતજીમાં તમે એવું શું જોયું, અનુભવ્યું કે તમે બીજા કોઈને નહીં ને એમને જ તમારા વારસ નીમ્યા?"

બાપુએ તરત જ જવાબ આપ્યો:

"કરોડોની પ્રજાના હિત માટે રાતદિવસ ચિંતન કરનારા જવાહર છે. એમના ભલા માટે કંઈ ને કંઈ કરી છૂટવાની તમન્ના અને હોંશ જવાહરમાં છે. એ જ એમની સૌથી મોટી વિશેષતા છે."

## ૩૬
## હિંદુસ્તાનનું હૃદય: બાપુ

જવાહર એક વાર લંડન ગયા હતા ત્યારનો આ પ્રસંગ છે. લંડનમાં આવેલા ક્વીન્સ હૉલમાં જવાહરનું પ્રવચન ગોઠવવામાં આવ્યું હતું. બધા જ રાજકીય પક્ષોના અગ્રગણ્ય નેતાઓ એમાં હાજર હતા.

લંડનના પ્રખ્યાત રાજનીતિજ્ઞ પુરુષ હેરલ્ડ લાસ્કી જવાહરનો પરિચય આપતાં બોલ્યા કે, તેઓ તો 'આખા હિંદુસ્તાનના અવાજ' છે.

પછી જવાહર બોલવા ઊભા થયા. તેમણે કહ્યું:

"મિત્રો, હું હિંદુસ્તાનનો અવાજ બેશક છું. પરંતુ હિંદુસ્તાનનું હૃદય હું નથી. હિંદુસ્તાનનું હૃદય વર્ધામાં બેઠું છે."

૩૭

## આપેલી આઝાદી હિંદને ન ખપે

લંડનમાં મળેલી મોટી સભામાં જવાહર પ્રવચન આપતા હતા. ઇંગ્લંડના બધા જ રાજકારણી પુરુષો જવાહરના વિચારો જાણવા ભેગા મળ્યા હતા. જવાહરનો રાષ્ટ્રપ્રેમી આત્મા બોલી ઊઠ્યો :

"હિંદની આઝાદી લેવા કે ચર્ચવા હું અહીં આવ્યો નથી. કોઈની આપેલી આઝાદી હિંદને કદી જોઈતી નથી. હિંદની આઝાદી હિંદુસ્તાનમાં જ લેવાશે, બ્રિટિશ પાર્લમેન્ટમાં હરગિજ નહિ.

"હિંદને આઝાદ સ્વીકારવું એ તમારા હાથની વાત છે. હિંદને આઝાદ કરવું એ અમારા હાથની વાત છે. અમારા પૂજ્ય નેતા પાસેથી અમે એ મંત્ર શીખ્યા છીએ."

૩૮

## અંગ્રેજો જશે તો હિંદમાં શું થશે?

દુનિયામાં ઘણાખરા લોકો એમ જ માનતા હતા કે હિંદને એકત્ર અને સંગઠિત રાખી શકે એવી કોઈ સત્તા હોય તો અંગ્રેજોની જ. એટલે આપણા દેશની આઝાદીની લડતને તેઓ નકામી જેવી સમજતા હતા.

આ સામે આપણા દેશનેતાઓ ઉગ્ર વિરોધ દર્શાવી કહેતા કે ભલે, જોઈએ તો આઝાદ હિંદુસ્તાનમાં અરાજકતા વ્યાપી જાય, પણ અમારે તો આઝાદ થવું જ છે. અમને

પારકી ગુલામી ન ખપે; એના કરતાં આઝાદ હિંદમાં પાયમાલ થઈને મરવું ભલું!

આવો જ સવાલ જવાહરને લંડનમાં એક રાજકીય પુરુષે પૂછ્યો:

"અંગ્રેજો જો હિંદમાંથી ચાલ્યા જશે, તો તમારી સરહદે અને તમારા દેશમાં શું બનશે?"

જવાહરનો આઝાદ આત્મા પોકારી ઊઠ્યો:

"મિજબાની!"

## ૩૯

## 'હું તમારાથી શરમાઉં છું!'

લંડનમાં જવાહરનું પ્રવચન ગોઠવવામાં આવ્યુ હતું. મોટા મોટા રાજકીય પુરુષો હાજર હતા. ઘણા હિંદીઓ પણ પોતાના દેશના પ્રતિનિધિ જેવા લાડીલા જવાહરને સાંભળવા ભેગા મળ્યા હતા.

પોતાના પ્રવચનમાં જવાહરે મહાત્મા ગાંધીજીને 'પૂજ્ય નેતા' તરીકે અપનાવ્યા હતા.

એ સાંભળીને એક હિંદી સામ્યવાદી બિરાદર ઊછળી ઊઠ્યા:

"તમે જેને 'પૂજ્ય નેતા' કહો છો તે તો એક પ્રત્યાઘાતી દેશદ્રોહી છે!"

જવાહર આ શાના સહન કરે? તેઓ સામે ગર્જી ઊઠ્યા.

"દેશદ્રોહી તો તમારા જેવા ક્ષુદ્ર જંતુઓ છે કે જે પારકા દેશમાં પડયા પડયા અધમ અને હીણી પ્રવૃત્તિઓ કરે છે. હું તમારાથી શરમાઉં છું! બેસી જાવ!

"તમે અહીં જ ભલે રહ્યા. ભારતને મન તમે કયારના મરી પરવાર્યાં છો!"

## ૪૦
## ભારતનો સાચો અવાજ

એક વાર પ્રોફેસર ધૂર્જટિપ્રસાદ મુકરજીએ જવાહર સાથે રાજકારણની વાતચીત કરતાં કહ્યુ.

"ગાંધીજી આંતરરાષ્ટ્રીય પ્રવાહોથી અપરિચિત છે અને આપણા દેશની રાજકીય પ્રવૃત્તિઓનું સંચાલન પોતાના હાથમાં રાખે છે, તેથી દેશને ખરેખર નુકસાન જ થાય છે."

એ સાંભળીને જવાહર જોશમાં આવી જઈ બોલી ઊઠયા :

"તમે ગાંધીજીને બિલકુલ સમજ્યા જ નથી! ભારતને જો કોઈ સાચી રીતે સમજી શકયુ હોય તો તે મહાત્મા ગાંધીજી જ સમજી શકયા છે. એમની દૃષ્ટિ હંમેશાં સાચી અને સ્પષ્ટ હોય છે. ભારતનો સાચો અવાજ ગાંધીજી જ છે."

## ૪૧
## રાજકારણમાં ભૂલા પડેલા સાહિત્યકાર

એક વાર બનારસ યુનિવર્સિટીના પ્રોફેસર ધૂર્જટિપ્રસાદ મુકરજી જવાહરને મળવા આવ્યા હતા.

રાજકારણની વાતો કરતાં કરતાં તેઓ સાહિત્યવિષયક વાતો પર ઊતરી પડયા. જવાહરે તેમની સમક્ષ વોલ્ટેર, ડ-લા-મેર, સ્પેન્ડર, ઇલિયર, ઓડેન વગેરે વિષે ચર્ચા કરવા માંડી; એમાં દૃષ્ટિએ પડતી કાવ્યપ્રતિભાનું વિવેચન કરવા માંડ્યું. વળી તેમણે એ પ્રખ્યાત કવિઓની કેટલીક કવિતાઓનું વાચન પણ કર્યું અને એમાં આવતી ખૂબીઓ દર્શાવી.

આમ અડધી રાત સુધી ચાલ્યુ. સાહિત્ય અને સર્જન વિષે ખૂબ લંબાણથી અને અભ્યાસપૂર્ણ રીતે પરસ્પર ચર્ચાઓ થઈ.

જવાહરની આવી પ્રતિભા જોઈને પ્રોફેસર ધૂર્જટિ-પ્રસાદજીને લાગ્યુ કે, જવાહરનો આત્મા સાહિત્યકારનો છે, સર્જકનો છે. રાજકારણમાં જાણે અકસ્માત ભૂલા પડેલા મહાન સાહિત્યકારનાં તેમને દર્શન થયાં.

## ૪૨
## મહાન કોણ કહેવાય?

એક વાર અલ્લાહાબાદમાં એક અમેરિકન બહેન આવ્યાં હતાં. તે એક દિવસ જવાહરને મળવા આવ્યાં.

વાતચીત કરતાં કરતાં જવાહરે એ બહેનને પૂછ્યું:

"કોઈ પણ વ્યક્તિ મહાન છે કે નહીં તેને માપવા માટે તમારી પાસે શું ધોરણ છે?"

એ અમેરિકન બહેન તો જવાહરનો આવો અચાનક સવાલ સાંભળીને જરા મૂંઝાઈ ગયાં. થોડી વાર વિચાર કર્યા પછી તે કહે:

"જે જનતાને દોરે અને જનતાની ચાહના મેળવી શકે તે મહાન."

જવાહરે એના ઉત્તરમાં સામો પ્રશ્ન કર્યો:

"તમને એમ નથી લાગતું કે પોતે દોરાય છે એવું જનતાને ભાન થવા દીધા વિના જનતાને દોરવી એ વધુ સારું છે?"

## ૪૩

## બીજનો ચંદ્ર એટલે?

એક વાર અલ્લાહાબાદમાં જવાહરને મળવા એક અમેરિકન બહેન આવ્યાં હતાં.

સંધ્યાકાળનો સમય હતો. જવાહરે ખુલ્લા આકાશ ભણી જોયુ. આકાશમાં બીજના ચંદ્રને જોઈને જવાહર બોલી ઊઠયા: "જુઓ, જુઓ, પેલો બીજનો ચંદ્રમા કેટલો સુંદર લાગે છે!"

પેલાં અમેરિકન બહેને સામેથી પૂછયું: "તમને નથી લાગતું કે બીજના ચંદ્ર કરતાં પૂર્ણિમાનો ચંદ્ર વધારે સુંદર હોય છે?"

જવાહર કહે:

"ના રે, જરાય નહીં! બીજના ચંદ્ર સમક્ષ તો ઊજળું ભાવિ ખડું છે, જ્યારે પૂર્ણિમાના ચંદ્ર માટે ભાવિ એટલે ધીમે ધીમે ક્ષય! એટલે જ તો બીજનો ચંદ્ર એ ઉજ્જ્વળ, પ્રગતિશીલ ભાવિનું પ્રતીક છે અને પૂર્ણિમાનો ચંદ્ર ઉજ્જ્વળ ભૂતકાળનું. મને તો ભૂત કરતાં ભવિષ્યની ઉજ્જ્વળતાનું પ્રતીક ગમે."

## ૪૪
## વીસ રૂપિયાના ફુગ્ગા ખરીદ્યા !

જવાહર એક વાર દક્ષિણના એક જિલ્લામાં પ્રવાસ કરતા હતા. તેઓ એક ગામમાં ભાષણ આપવા જઈ રહ્યા હતા.

રસ્તે લોકોનાં ટોળેટોળાં એમનાં દર્શને એકઠાં થતાં હતાં. એટલે એમને અવારનવાર વચ્ચે અટકવું પડતું હતું. લોકો સાથે થોડી ઇધરઉધરની વાતો કરીને તેઓ આગળ વધતા હતા.

એવી એક જગ્યાએ એક વયોવૃદ્ધ માણસ રબરના મોટા મોટા ફુગ્ગાઓ વેચવા બેઠો હતો.

જવાહર એની પાસે ગયા અને સ્નેહથી એની આસપાસ હાથ વીંટાળીને એને પૂછવા લાગ્યા : "ચાચા, આ ફુગ્ગાની કિંમત શી છે?"

વૃદ્ધે કહ્યું : "એક ફુગ્ગાના બે આના."

જવાહરના ખીસામાં તો એક પાઈ સુધ્ધાં નહોતી ! પરંતુ એમણે પોતાના એક સાથી પાસેથી વીસ રૂપિયા લીધા અને પેલા વૃદ્ધના બધા જ ફુગ્ગા ખરીદી લીધા.

પછી આજુબાજુ બાળકો ભેગાં થયાં હતાં એમને જવાહરે ફુગ્ગા વહેંચી દીધા.

## ૪૫
## છૂપા યોગીની મુલાકાત

આયન સ્ટીફન્સ નામના એક અંગ્રેજ અમલદાર હતા. તે જવાહરની મુલાકાત લેવા માગતા હતા. દેશની તે વખતની

પરિસ્થિતિ વિષે કેટલાક પ્રશ્નોની ચર્ચા તે એમની સાથે કરવા ઇચ્છતા હતા.

૧૯૪૬ના ઉનાળાનો એ સમય હતો. દેશનું વાતાવરણ તે વખતે તંગ હતું. આજે જે મહત્ત્વની વાત લાગે તે કાલે સામાન્ય જેવી બની જતી હતી અને બીજો જ કોઈ જટિલ કોયડો દેશનેતાઓ સમક્ષ આવીને ખડો થઈ જતો હતો.

છેવટે સ્ટીફન્સ અને જવાહર વચ્ચે મુલાકાત ગોઠવાઈ. પરંતુ એ દિવસ સુધીમાં રાજકીય વાતાવરણમાં એવો પલટો આવી ગયો હતો કે સ્ટીફન્સે ચર્ચા કરવા ધારેલા મુદ્દાઓ મહત્ત્વ વિનાના બની ગયા હતા. એટલે સ્ટીફન્સે મળતાંવેંત જવાહરને કહ્યું: "આપની સાથે જે મુદ્દાઓ પર ચર્ચા કરવાની મારી ઇચ્છા હતી તે હવે રાજકીય વાતાવરણમાં એકાએક પલટો આવી જતાં બિનમહત્ત્વના બની ગયા છે! માટે આપ જેવા મોટા માણસનો હવે વખત બગાડવાનું મારે મન નથી. તેથી આપ રજા આપતા હો તો હું જાઉં."

એ સાંભળીને જવાહર હસીને બોલી ઊઠયા: "અરે, એમ તે કંઈ થાય? આપણી મુલાકાતને રાજકીય બાબતો સાથે શી લેવાદેવા છે? અને શું એ બાબત સિવાય બીજા કોઈ વિષય ઉપર વાતચીત ન થઈ શકે? બોલો, તમને કયા વિષયમાં રસ છે? ચાલો, આપણે એ વિષે વાતો કરીએ."

સ્ટીફન્સ જરા મૂંઝવણમાં પડી ગયા. થોડી વાર પછી તે સંકોચ અનુભવતા બોલ્યા: "જો આપને હરકત ન હોય તો એક બાબત વિષે જાણવા માગું છું. મેં સાંભળ્યું છે કે

આપ યોગસાધના અને યોગાસનો કરો છો. એ વિષે તમારા વિચારો દર્શાવશો? મને એ વિષયમાં રસ છે."

જવાહરે તરત જ યોગ વિષે સમજણ આપવા માંડી; યોગાસનોનું મહત્ત્વ સમજાવ્યું; કેટલાંક આસનો જાતે કરી પણ બતાવ્યાં.

આ બધું જોઈને સ્ટીફન્સને એમ જ લાગ્યું કે, જવાહરનો પ્રિય વિષય રાજકારણ નહીં પણ યોગ જ હોવો જોઈએ. જવાહર રાજકારણી પુરુષ છે કે યોગી? કોઈ છૂપા યોગીની મુલાકાતે તો તે નથી આવ્યો ને!

## ૪૬
## અજ્ઞાત ભારતવાસીને ન ભૂલ્યા

૧૯૪૬ની સાલમાં જવાહર મલાયાના પ્રવાસે જવાના હતા. આ વિષે તેમણે એક જાહેર સભામાં ઉલ્લેખ પણ કર્યો.

સાંભળવા ભેગા થયેલા લોકોમાં એક ભાઈ પહેલાં મલાયામાં રહેતો હતો. બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં તે કુટુંબને લઈને ભારત પાછો ફર્યો હતો.

નેહરુજીની મલાયા જવાની વાત સાંભળીને તે આનંદ પામ્યો. તેણે તરત જ એક ચિઠ્ઠી લખી અને એમાં પોતાનું પૂરું સરનામું પણ લખી નાખ્યું.

સભા પૂરી થતાં તે ઝડપથી મંચ ભણી ગયો અને મહામહેનતે જવાહર પાસે પહોંચી જઈને તેમના હાથમાં તેણે ચિઠ્ઠી આપી દીધી.

મોટરમાં બેસીને જવાહરે ચિઠ્ઠી વાંચવા માંડી. એમાં લખ્યું હતું :

"....મારો પુત્ર મહિનાઓથી ખૂબ બીમાર છે. તેના ઉપચાર માટે એક દેશી દવા છે. એ દવા મલાયામાં જ મળે છે. આપ મલાયા જાઓ છો. તો આપ કૃપા કરી આ ચિઠ્ઠીમાં લખેલી દવા લઈ આવશો? આપનો હું એ બદલ જન્મોજન્મ ઋણી રહીશ...."

જવાહરે એ ચિઠ્ઠી વાંચીને પોતાના ગજવામાં મૂકી દીધી.

મલાયામાં ભારતના લાડીલા નેતા નેહરુજીનો ભરચક કાર્યક્રમ ગોઠવાયો હતો. નેહરુજીને એક ઘડીની પણ નવરાશ નહોતી. જાહેર સભાઓ, માનપત્ર અને સન્માન-સમારંભો વગેરેથી કાર્યક્રમ ઠેસોઠસ ભરાયેલો હતો.

પરંતુ જવાહર પેલા એક અજ્ઞાત ભારતવાસીની વાત ભૂલ્યા નહોતા. તેમણે મલાયામાંથી પેલી દેશી દવા મેળવી અને પોતાની સાથે લઈ લીધી.

ભારત પાછા ફર્યા પછી જવાહરે તે દવા પેલા ભાઈને હાથોહાથ પહોંચાડી દીધી.

## ૪૭
## મિત્રો શા ખપના?

૧૯૪૬ની સાલમાં અંગ્રેજ સરકારે કૉંગ્રેસ, મુસ્લિમ લીગ વગેરે વચ્ચે સમજૂતી જેવું કરીને વચગાળાની સરકાર

રચી. જવાહરને વાઇસરૉયની કારોબારીના ઉપ-પ્રમુખ નીમવામાં આવ્યા.

શ્રીપ્રકાશજી જવાહરના મિત્ર થાય. એટલે તેમણે શ્રીપ્રકાશજીને કહ્યું: "શ્રીપ્રકાશ, તમને નેપાળમાં આપણા એલચી તરીકે મોકલવામાં આવે તો જશો ખરા?"

શ્રીપ્રકાશજીએ કહ્યું: "ના, ના; મારાથી આટલી મોટી જવાબદારી ન ઉઠાવી શકાય!"

જવાહર કહે: "ઠીક ત્યારે, તમે એવી કોઈ વ્યક્તિ તમારા ધ્યાનમાં આવે તો મને સૂચવજો."

થોડા દિવસ પછી જવાહરને પત્ર લખીને શ્રીપ્રકાશજીએ એક ભાઈનું નામ સૂચવ્યુ અને સાથે સાથે ગમ્મતમાં ઉમેર્યું: "ધારો કે પાકિસ્તાનની રચના થાય તો તમે મને હુકમ કરશો તો હું જરૂર આપણા દેશના એલચી તરીકે પાકિસ્તાન જઈશ."

તે વખતે જનાબ ઝીણાસાહેબ વગેરે મુસ્લિમ લીગના નેતાઓ અલગ પાકિસ્તાન માટે જોરશોરથી ઝુંબેશ ચલાવી રહ્યા હતા. બીજા બધાને પાકિસ્તાન થાય એવી શકયતા જણાતી નહોતી. ત્યાં તો કોમી વિખવાદે એવું ઉગ્ર સ્વરૂપ પકડ્યું કે છેવટે પાકિસ્તાનને અલગ બનાવ્યા વિના છૂટકો ન રહ્યો.

પાકિસ્તાનમાં પરિસ્થિતિ મુશ્કેલીભરેલી હતી. સૌ એની ચિંતામાં જ હતા.

ત્યાં તો એક દિવસ જવાહરે શ્રી પ્રકાશજીને ફોન કર્યો: "પાકિસ્તાન થાય તો એલચી તરીકે ત્યાં જવાનું વચન તમે

પત્ર દ્વારા આપ્યુ છે. માટે હવે એ વચનનું પાલન કરવા તૈયાર થઈ જાઓ. આવતી ૧૪ મીએ તમારે ભારતના એલચી તરીકે કરાંચી જવાનું છે."

શ્રીપ્રકાશજી તરત જ દિલ્હી દોડી આવ્યા. તેમણે જવાહરને કહ્યુ "અરે, તે વખતે તો મેં માત્ર મજાક કરવા ખાતર એ પ્રમાણે લખ્યુ હતું. પાકિસ્તાન થશે એવું મેં સ્વપ્નામા પણ ધાર્યું નહોતું! હવે આવી વિકટ પરિસ્થિતિમાં મારા જેવાને ત્યાં જવું ફાવે એમ નથી. એ લોકો સાથે કામ ગોઠવવું અઘરુ છે!"

જવાહરે ગંભીર બની લાગણીભર્યા અવાજે કહ્યું:

"શ્રીપ્રકાશ, તમારા જેવા મિત્રોની મદદ પર આવા મુશ્કેલીના પ્રસંગે ભરોસો ન રાખું તો કોની મદદ પર આધાર રાખું?"

જવાહરના આ એક જ વાકયે શ્રીપ્રકાશજી પર ઊંડી અસર કરી. તેમણે પાકિસ્તાન જવાનું કબૂલ્યુ.

## ૪૮

## હાર કબૂલવી કે સામનો કરવો ?

૧૯૪૭માં આઝાદી તો મળી, પણ હિંદુ-મુસ્લિમ વચ્ચેનું વૈમનસ્ય દૂર ન થયુ. બધે અમાનુષી અત્યાચાર થઈ રહ્યા હતા. સ્ત્રીઓ અને બાળકોની તો ખૂબ બૂરી વલે થઈ રહી હતી!

તે વખતે શ્રીપ્રકાશજી પાકિસ્તાન ખાતે ભારતના એલચી તરીકે હતા. એક વાર જવાહર, શ્રી પ્રકાશજી અને

પાકિસ્તાનના વડાપ્રધાન લિયાકતઅલીખાન કોમી રમખાણના ભોગ બનેલા વિસ્તારોની મુલાકાતે ગયા. ત્યાંનાં હૃદયદ્રાવક દશ્યો જોઈને તેઓનાં હૃદય રડી ઊઠયાં.

શ્રીપ્રકાશ તો સાવ હતાશ બની ગયા. જ્યાં આવી પાશવતા માઝા મૂકીને ફરી વળી હોય ત્યાં મૈત્રીભરી રીતે કામ કેમ લઈ શકાય? તેઓ તો એકદમ જ મૂંઝાઈ ગયા. એમને થયું કે આવા જવાબદારીભર્યાં કામમાં નાહક પડીને નામોશી વહોરી લેવા કરતાં એથી મુક્ત રહેવું એ જ સારું."

જવાહરના નિવાસસ્થાને આવતાં શ્રીપ્રકાશ ઢગલો થઈને ખુરશીમાં બેસી પડચા. તેમની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં.

જવાહરના કોમળ હૃદય પર પણ અસર તો થઈ જ હતી. પરંતુ આવી કટોકટીની વેળાએ હિંમત હાર્યે કેમ ચાલે? એટલે મન કઠણ કરીને તેઓ ધીમેથી શ્રીપ્રકાશ પાસે ગયા અને મિત્રભાવે એમની પીઠ પર પ્રેમથી હાથ ફેરવતાં ફેરવતાં જવાહરે કહ્યું :

જવાહરના પ્રેરણાદાયી અને ભાવભર્યાં શબ્દો સાંભળીને શ્રીપ્રકાશ શાંત થયા અને પોતાની સામે આવેલા કર્તવ્યમાં હિંમતભેર લાગી ગયા.

## ૪૯

## 'गाधी और नेहरु हमारे माबाप'

૧૯૪૭માં આઝાદી પછી હિંદુ અને મુસ્લિમો વચ્ચે કોમી આગ ભભૂકી રહી હતી ભારત અને પાકિસ્તાનમાં લઘુમતી કોમોની સલામતી જોખમમાં હતી.

ભારત સરકાર કોમી એકતા સ્થાપવા તનતોડ પ્રયત્ન કર્યે જતી હતી ઠેર ઠેર હિંદુ તેમ જ મુસલમાન નિરાશ્રિતો માટે છાવણીઓ સ્થાપી હતી.

એ લોકોમાથી ભય દૂર કરી શાંતિ અને મૈત્રીભાવના પેદા કરવા માટે બને દેશના વડા પ્રધાનોએ મળીને પ્રયાસ આદર્યો હતો.

એ રીતે એક વાર ભારતના વડા પ્રધાન જવાહરલાલ અને પાકિસ્તાનના વડા પ્રધાન લિયાકતઅલીખાન બને સાથે એવી છાવણીઓની મુલાકાતે નીકળ્યા.

તેઓ બને એક દિવસ કમલપુરની મુસલમાન નિરાશ્રિતોની છાવણી જોવા ગયા

જવાહરને જોઈને કેટલાક મુસલમાનો ઉશ્કેરાઈ ગયા અને જવાહરની વિરુદ્ધમાં એલફેલ બોલવા લાગ્યા

આ વાતની જાણ પોલીસ અધિકારીઓને થતા તેઓ તરત જ જવાહરને કોઈ ઈજા ન કરે એ માટે દોડી આવ્યા

પરંતુ તેઓ જુએ છે તો જવાહર એ ઉશ્કેરાયેલા ટોળા વચ્ચે બેઠા બેઠા એક વયોવૃદ્ધ માજીની વિટંબણા સાંભળી રહ્યા હતા અને દિલાસો આપી રહ્યા હતા!

એ જગ્યાએ લિયાકતઅલીખાન પણ પહોંચી ગયા. ત્યાં તો એક નિરાશ્રિત મુસ્લિમ કૉન્સ્ટેબલ ઊભો થઈ જઈને બોલી ઊઠયો:

"આપને કયા કિયા? આપને તો હોટલમેં બૈઠકે પાકિસ્તાન લિયા! કુરબાની કયા કી? ગાંધી ઔર નેહરુ તો હમારે માબાપ હૈ!"

જવાહર અને લિયાકતઅલીખાને એ લોકોની વિદાય લીધી ત્યારે નિરાશ્રિતો હર્ષઘેલા પોકારી ઊઠયા:

"વઝીરે આઝમ ઝિંદાબાદ!"

"હિંદોસ્તાન ઝિંદાબાદ!"

## ૫૦

## નામ તેવા ગુણ

આઝાદી પછી આપણા દેશમાં એશિયાઈ પરિષદ યોજવામાં આવી હતી. વડાપ્રધાન જવાહરલાલજીએ ગાંધીજીને એમાં ભાગ લેવા માટે દિલ્હી પધારવા ભાવભર્યું આમંત્રણ આપ્યું હતું.

બાપુજી દિલ્હી આવ્યા, બધાને મળ્યા. અને દેશ-વિદેશના પ્રતિનિધિઓ જવાહરનો જે ઉમળકાથી આદર કરતા હતા એ જોઈને બાપુજી ખૂબ પ્રસન્ન થયા.

પછી પોતાના નિવાસ-સ્થાને આવીને પોતાના અતેવાસીઓને બાપુ હર્ષભેર કહે:

"આ બધા દૂર દૂરથી એશિયાના પ્રદેશોમાથી ચર્ચા કરવા અહીં ભેગા મળ્યા છે, એ બધા જવાહર જોડે કેટલા પ્રેમથી વાત કરે છે! એની પર બધા ફિદા છે. ભગવાનની મહેર છે કે આપણી પાસે જવાહર જેવો માણસ છે, જે આખી દુનિયાને અપનાવવા તૈયાર થયો છે. તો જવાહરને શોભા આપવા માટે આપણે શાતિથી ન રહેવું જોઈએ?"

ચીનના એક પ્રતિનિધિ સાથે વાતચીત કરતાં બાપુ કહે

"અમારા દેશમાં એક જવાહર છે. જેવુ એનું નામ છે એવા એના ગુણ છે. એક દિવસ જરૂર એવો આવશે જ્યારે એ દુનિયાનું અમૂલ્ય રત્ન બની રહેશે અને હિંદુસ્તાન તે માટે હમેશાં મગરૂબ બનશે."

## ૫૧
## પવિત્ર વસ્તુનો આવો દુરુપયોગ?

દિલ્હીમાં કોમી રમખાણે માઝા મૂકી હતી. જવાહર વગેરે સૌ નેતાઓ ભારે ચિંતામાં હતા. શું કરવું અને શું નહીં એની સૌ વિમામણમા હતા. સૌના જીવ અધ્ધર હતા.

આવી કટોકટીમાં-પણ જવાહર જીવના જોખમે એકલા તોફાની લત્તાઓમાં ફરતા હતા અને લોકોને સાંત્વન અને ધીરજ આપતા હતા.

એક વાર જવાહરે જોયું કે એક શીખ હાથમાં ખુલ્લી તલવાર લઈને વિધર્મીઓની કતલ કરવા રસ્તા પર ઘૂમી રહ્યો હતો. એની આંખમાંથી ખુન્નસની આગ વરસી રહી હતી. એને વારવાની પણ કોઈની હિંમત ચાલે એમ નહોતી.

પરંતુ જવાહર તરત જ પોતાની મોટરમાંથી નીચે ઊતર્યા અને પેલા ઝનૂની શીખની પાસે દોડી ગયા. એક જ ઝાટકે એના હાથમાંથી તલવાર તેમણે છીનવી લીધી.

પેલો શીખ તો પોતાની સામે જવાહરલાલજીને ઊભેલા જોઈને ડઘાઈ જ ગયો! બીજી જ ક્ષણે તે નરમ ઘેંશ જેવો બની ગયો અને જવાહરનાં ચરણમાં નમી પડ્યો.

જવાહરે એને ઠપકો આપતાં કહ્યું :

"આ તલવાર તમને તમારા ધર્મ તરફથી મળી છે, ખરું ને! આવી પવિત્ર વસ્તુનો તમે આવો દુરુપયોગ કરો છો? શરમ છે, શરમ!"

જવાહરના શબ્દો સાંભળીને પેલો શીખ માથું નીચું ઢાળીને લજ્જા અનુભવતો બોલ્યો :

"નેહરુજી, હવે પછી તલવારનો આવો દુરુપયોગ કદાપિ નહીં કરું."

## ૫૨
## બાપુની સેવામાં

પાકિસ્તાનમાંથી હિજરત કરીને નાસી આવેલા દુઃખી નિરાશ્રિતોની છાવણીઓમાં બાપુ અવારનવાર જતા.

એક વાર હરદ્વાર પાસેની નિરાશ્રિત છાવણીના લોકોએ બાપુનાં દર્શન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. એટલે બાપુજી જવાહર, ઇંદિરાબહેન ગાંધી, ડૉ. સુશીલાબહેન નય્યર, મનુબહેન ગાંધી વગેરેની સાથે દિલ્હીથી હરદ્વાર મોટરમાં બેસીને ગયા.

ત્યાંથી પાછા ફરતી વખતે બાપુજી ખૂબ જ થાકી ગયેલા હતા. નિરાશ્રિતોનાં દુઃખોની, ત્રાસની કરુણ કહાણી સાંભળીને એમનું હૃદય ખૂબ પીડા પામતું હતું. આમ શારીરિક અને માનસિક થાકને લીધે મોટરમાં બાપુજીને આરામની જરૂર જણાઈ. એટલે એમની મોટરમાં બેઠેલાં મનુબહેનના ખોળામાં બાપુએ માથું મૂક્યું. જવાહરે બાપુના પગ પોતાના ખોળામાં મૂક્યા.

જવાહર બાપુની સેવા કરવા સદા તત્પર રહેતા. પરંતુ બાપુ એમને એવી તક ખાસ આપતા નહીં. પણ આજે બાપુના પગ પોતાના ખોળામાં મૂકવાના મળ્યા એથી જવાહર ધન્યતા અનુભવવા લાગ્યા. તેઓ પ્રેમથી બાપુના પગ હળવે હળવે દાબવા લાગ્યા અને બાપુની પગચંપી કરવામાં જ તલ્લીન બની ગયા.

## ૫૩

## 'તમને કંઈ ભાન છે કે નહીં?'

એક વાર નવી દિલ્હીના એક રસ્તા પર એક બાળક રમતાં રમતાં એક મોટરની અડફટમાં આવી ગયો. મોટરવાળો તો ઊભો જ શાનો રહે? તે તો મોટર પૂરપાટ ચલાવીને ભાગી ગયો.

આજુબાજુના લોકો ઘાયલ થઈને પડેલા પેલા બાળકની આસપાસ ટોળે વળીને વીંટળાઈ વળ્યા.

ત્યાં તો એ જ રસ્તે થઈને વડા પ્રધાન જવાહરલાલજીની મોટર પસાર થતી હતી. લોકોને ટોળે વળેલા જોઈને જવાહરે મોટર ઊભી રખાવી અને તેઓ તરત જ નીચે ઊતરી ગયા.

વડાપ્રધાનને જોઈને લોકો હર્ષઘેલા બની ગયા અને પેલા ઘાયલ થઈ ને પડેલા બાળકને વીસરી જઈ જવાહર ભણી ધસી આવ્યા. બધા ઉલ્લાસમાં આવી જઈ પોકારી ઊઠયા :

" બોલો, જવાહરલાલ નેહરુજીકી જય ! "

એ સાંભળીને જવાહરનો મિજાજ ગયો. જવાહર બધાની ઝાટકણી કાઢતાં બોલી ઊઠયા :

" તમને કંઈ ભાન છે કે નહીં ? અહીં બીચારું બાળક ઘાયલ થઈ ને પડ્યું છે અને તમને એને હૉસ્પિટલમાં લઈ જવાને બદલે જયનાદ કરવાનું સૂઝે છે ? ખસો, બધા અહીંથી ! "

લોકો તો અવાક જ બની ગયા.

જવાહરે એ બાળકને પોતાની મોટરમાં સુવાડી દીધો અને હૉસ્પિટલમાં દાખલ કરાવ્યો.

## ૫૪
## જામિયામીલિયાની વહારે

૧૯૪૭ની ૧૫મી ઑગસ્ટે આપણો દેશ આઝાદ થયો ખરો. પરંતુ ભારત અને પાકિસ્તાન એમ બે ભાગમાં

આપણા અખંડ દેશને વહેંચી દેવામાં આવ્યો એનું સૌને મનદુઃખ તો હતું જ. એટલે આઝાદીનો ઉલ્લાસ આપણામાં નહોતો. ત્યાં તો પાકિસ્તાનમાં હિંદુઓ પર અત્યાચાર થવા લાગ્યા. હજારોની સંખ્યામાં હિંદુ લોકો પાકિસ્તાન છોડીને જીવ અને આબરૂ બચાવવા ખાતર માલમિલકતનો ત્યાગ કરીને ભારતમાં હિજરત કરવા લાગ્યા.

આ કરુણ બનાવનો પડઘો ભારતમા પડયા વિના રહે ખરો? બધે ઠેર ઠેર મુસલમાનો સામે રોષ પ્રગટી ઊઠયો. દિલ્હીમાં પણ કોમી રમખાણો ફાટી નીકળ્યા. મુસ્લિમો પર અત્યાચારો ગુજરવા લાગ્યા. તેઓની માલ-મિલકતને બાળવાના પ્રયાસો થવા લાગ્યા.

જામિયામીલિયા એ દિલ્હીની રાષ્ટ્રીય સંસ્થા પર પણ ભય ઝઝૂમી રહ્યો હતો. એ સંસ્થાના મુખ્ય સંચાલક ડૉ. ઝાકીરહુસેન આપણા એક અગ્રગણ્ય કેળવણીકાર તરીકે પ્રસિદ્ધ છે. તેમના વિચારો ઉદાર અને વિશાળ છે. પરતુ તે વખતે તો ઝનૂની લોકો આવું બધું વીસરી જઈને હિદુ અને મુસ્લિમ એ ભેદને જ પ્રાધાન્ય આપવા લાગ્યા હતા. એટલે જામિયામીલિયાના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ મુખ્યત મુસ્લિમો હોવાથી એ સંસ્થા પણ ભયમાં હતી જ. ક્યારે એના પર હુમલો કરવામા આવે ન કહી શકાય.

આ વાતની જવાહરને જાણ થઈ. એટલે તેઓ તરત જ મોટરમા બેસીને જામિયામીલિયા જવા તૈયાર થઈ ગયા. ડ્રાઈવરને ત્યાંના ભયગ્રસ્ત વાતાવરણની ખબર હતી. એટલે તેમણે એ લત્તામા મોટર લઈ જવાની અનિચ્છા બતાવી.

પરંતુ જવાહર ત્યાં ગયા વિના રહે ખરા? તેઓ ભાડૂતી ટેક્સીમાં બેસીને જામિયામીલિયા પહોંચી ગયા.

જવાહરને આમ એકાએક આવેલા જોઈને ડૉ. ઝાકીર-હુસેન ખૂબ નવાઈ પામ્યા. આવી ભયગ્રસ્ત પરિસ્થિતિમાં અહીં રહેવું એમને માટે જોખમભરેલુ હતું. એટલે તેઓ જવાહરને તરત જ પાછા જવા કહેવા જતા હતા, ત્યાં તો જવાહર બોલી ઊઠયા :

"હું હવે અહીં રહેવાનો છું."

ડૉ. ઝાકીરહુસેને આશ્ચર્યમુગ્ધ બની જઈ પૂછ્યું : "ક્યાં સુધી?"

જવાહરે મક્કમપણે જવાબ આપ્યો :

"જ્યાં સુધી આ સંસ્થા પર ઝઝૂમતો ભય દૂર ન થાય ત્યાં સુધી."

## ૫૫
## બાપુજી માટે પુષ્પો

૧૯૪૭ના નવેંબરના અરસામાં જવાહર કાશ્મીર તરફ ગયા હતા. તે વખતે કાશ્મીરમાં ભારતીય સૈન્ય પહોંચી ગયાને થોડા દિવસ થયા હતા.

જવાહર શ્રીનગર થઈ છેક બારામુલ્લાની મુલાકાતે ગયા હતા.

બારામુલ્લામાં જવાહરે એક ખ્રિસ્તી દેવળ જોયુ. હુમલાખોરોએ એને અપવિત્ર બનાવ્યુ હતું, અને ત્યાં કેટલીક બહેનોની લાજ લૂંટવામાં આવી હતી! એ શહેરના

એક સ્થાનિક રાષ્ટ્રીય કાર્યકર પર ત્રાસ ગુજારવામાં આવ્યો હતો અને એના ઘરને ખેદાનમેદાન કરી નાખ્યુ હતું. જવાહરે એ ઘરની પણ મુલાકાત લીધી.

અમાનુષી અત્યાચારોની વાતો જવાહર દુ ખી હૃદયે એક પછી એક સાંભળી રહ્યા હતા.

પછી જવાહર ભારે હૃદયે પાછા ફર્યા. તે વખતે નીચા વળીને તેમણે કેટલાંક પુષ્પો ચૂંટી લીધાં. એ વેળાએ જવાહરની સાથે તેમના કેબિનેટ સેક્રેટરી શ્રી. એચ. વી. આર. આયંગર હતા. જવાહરે એ પુષ્પો તેમને આપતાં કહ્યું. "આ પુષ્પો તમારી પાસે રાખજો."

શ્રી આયંગરજીએ જિજ્ઞાસાથી પૂછ્યુ : "આ ફૂલોને દિલ્હી લઈ જવાની શી જરૂર છે?"

જવાહરે જવાબ આપ્યો : "બારામુલ્લામાં જે કાંઈ સૌન્દર્ય રહ્યું છે તે આ છે. અને આજે રાત્રે એ પુષ્પો હુ ગાંધીજીને અર્પણ કરવા ઇચ્છુ છુ."

આમ કહીને એ પુષ્પો શ્રી આયગરજીને આપતાં આપતાં જવાહરે એને સૂંઘી લીધાં.

એ જોઈને શ્રી આયંગરજીએ જવાહરનું ધ્યાન દોરતાં કહ્યુ· "સાહેબ, હું જ્યાંથી આવું છું એ પ્રદેશમાં દેવને અર્પણ કરવા માટે ચૂંટાયેલાં પુષ્પો અમે સૂંઘતાં નથી."

જવાહરે એક ક્ષણ એમની સામે નજર કરી અને કંઈ જવાબ આપ્યા વિના ફરી નીચા નમીને બીજાં પુષ્પો ચૂંટી લીધાં. પછી શ્રી આયંગરજીને એ પુષ્પો આપતાં તેમણે કહ્યું· "લો, આ બીજાં પુષ્પો."

દિલ્હી પહોંચતાની સાથે વિમાનમાંથી ઊતરતાં ઊતરતાં જવાહરે એ પુષ્પો શ્રી આયંગરજી પાસે માગ્યાં; અને પોતાના હાથમાં લઈને જવાહર સીધા બિરલા ભવનમાં ગાંધીજી પાસે પહોંચી ગયા. પછી જવાહરે એ પુષ્પો ભાવભર્યાં હૃદયે બાપુજીને અર્પણ કર્યાં.

## ૫૬
## 'તેઓ મને નવી જિંદગી આપે છે'

ગાંધીજીનું નિધન થયુ એનાં કેટલાંક અઠવાડિયાં પહેલાંનો આ પ્રસંગ છે. એક દિવસે સાંજે સાત વાગ્યે વડાપ્રધાન જવાહરલાલજી પોતાના કેબિનેટ સેક્રેટરી શ્રી આયંગરજી સાથે ઑફિસેથી નીકળ્યા.

એ દિવસોમાં દિલ્હીનું વાતાવરણ ખૂબ જ તંગ હતું. જવાહરને જલદી ગાડી મળે એવી સ્થિતિ નહોતી, એટલે આયંગરજીએ એમની ગાડીમાં જ જવાહરને તેમના નિવાસસ્થાને મૂકી આવવા માગણી કરી.

જવાહર ખૂબ થાકી ગયેલા જણાતા હતા. સખત ગરમીના એ દિવસો હતા. આખો દિવસ અનેક મુલાકાતીઓએ એમને થકવી નાખ્યા હતા; અને પૂર્વ તેમ જ પશ્ચિમ પંજાબમાંથી વધુ ને વધુ ખરાબ સમાચાર આવ્યે જતા હતા. વળી એ જ રાત્રે ભોજન પછી પાકિસ્તાનના ગુલામ મહંમદ અથવા હૈદ્રાબાદના મુખ્ય પ્રધાન લાયકઅલી મળવા આવવાના હતા. એ વખતે આયંગરજીને પણ હાજર રહેવાનું હતું અને એ મુલાકાતની નોંધ લખવાની હતી.

આ બધી વાતને ખ્યાલમાં રાખીને આયંગરજીએ જવાહરને સૂચવ્યુ કે, તેમણે સીધા નિવાસસ્થાને જઈને કલાકેક આરામ લેવો; પછી સ્નાન અને ભોજન કરવાં.

જવાહરે તરત જ એમની સામે આડકતરી રીતે નિહાળીને કહ્યું· "મને બિરલા ભવન પર મૂકી દો."

શ્રી આયંગરજીએ આગ્રહભર્યા અવાજે કહ્યુ: "તમે દરરોજ ગાંધીજીને મળો તો છો જ. તમને નથી લાગતું કે આજે તમારે થોડા આરામની જરૂર છે?"

જવાહરે તેમની સાથે કાંઈ ચર્ચા ન કરતાં એટલુ જ કહ્યું "મને બિરલા ભવન ઉતારો."

એટલે આયંગરજી જવાહરને બિરલા ભવન મૂકીને પોતાને ઘેર ગયા.

તે જ રાત્રે દસ વાગ્યે યોર્ક રોડ ઉપરના જવાહરના નિવાસસ્થાને શ્રી આયંગરજી તેમને પાછા મળ્યા.

જવાહરમાં થયેલો ફેરફાર જોઈને આયંગરજી સ્તબ્ધ બની ગયા! જવાહરમાં તાજગી હતી, ચૈતન્ય હતું. સારી ઊંઘ લીધા પછી તેઓ જાણે કે ઊઠયા હોય એટલી તેમના ચહેરામાં, અવાજમાં અને તેમનાં પગલાંમાં સ્ફૂર્તિ હતી. અને મુલાકાતીઓ સાથેની ચર્ચા દરમિયાન જવાહરનું ધ્યાન પૂરેપૂરું ચર્ચા પર કેન્દ્રિત થયેલુ હતું. જ્યારે છેલ્લા મુલાકાતીએ વિદાય લીધી ત્યારે મધરાત પસાર થઈ ચૂકી હતી. લગભગ એક વાગ્યો હતો.

જવાહરે તે વખતના ગવર્નર જનરલ માઉન્ટબેટનને આ મહત્ત્વની વ્યક્તિઓ સાથેની ચર્ચાનો સાર કહેવાનુ

વચન આપ્યું હતું. એટલે તેમણે માઉન્ટબેટનને તે જ સમયે ફોન કર્યો.

બધું કામ પતી જતાં આયંગરજી ઘેર જવા નીકળ્યા. જવાહર એમની સાથે બહાર સુધી આવ્યા.

રસ્તે આયંગરજીએ મનમાં ક્યારનો ઘોળાતો પ્રશ્ન સહજભાવે જવાહરને પૂછી નાખ્યો :

"બિરલા ભવનમાં તમને છોડયા પછી એવું તે શું બન્યું સાહેબ, કે તે સમયે ખૂબ જ થાકી ગયેલા જણાતા તમે આટલી રાતે આટલા સ્ફૂર્તિવાળા જણાઓ છો?"

જવાહર જાણે ઊંડાણથી બોલતા હોય એમ કહેવા લાગ્યા :

"બીજું કશું જ બન્યું નથી, સિવાય કે ગાંધીજી સાથે મેં અડધો કલાક ગાળ્યો તે. એની શી અસર છે એ તમે શી રીતે જાણી શકો? તમે જ્યારે ગાંધીજી પાસે હો ત્યારે તમે આરામની કલ્પના પણ શી રીતે કરી શકો? ત્યારે ઊંઘનો વિચાર પણ શાનો આવે? ઉકેલ માગતા અનેક પ્રશ્નો નજર સામે હોય છે; અને હું જ્યારે જ્યારે ગાંધીજીને જોઉં છું ત્યારે ત્યારે તેઓ મને નવી જિંદગી આપે છે, નવી તાજગી અર્પે છે."

મોડું ખૂબ થયું હતું અને આયંગરજીને ઘેર જવાની ઉતાવળ હતી. છતાં જવાહરની આવી પ્રેરક વાતો સાંભળીને તેઓ મુગ્ધ બની ગયા અને ઘેર જવાની વાત જ જાણે ભૂલી ગયા. તેમણે જવાહરને સહજભાવે બીજો સવાલ પૂછ્યો :

"ગાંધીજીની એવી કઈ જાદૂઈ અસર તમારા પર છે?"

એક ક્ષણ જવાહર વિચારમગ્ન બની ગયા; પછી ક્ષણભર હસ્યા અને શ્રી આયંગરજીને વિદાય આપતા બોલ્યા: "તમે આખો દિવસ ખૂબ કામ કર્યું છે. એટલે જલદી ઘેર પહોંચી જાઓ. આવતી કાલે આપણે હજુ ઘણાં કામ ઉકેલવાનાં છે."

## ૫૭

## 'हिंदके जवाहर बने रहो'

આપણા દેશને આઝાદી તો મળી, પણ કોમી વૈમનસ્ય હજી મટ્યું નહોતું. હિંદુ, મુસલમાન, શીખ વચ્ચે ખૂનખાર વેરની આગ ભભૂકી રહી હતી. પૂર્વ અને પશ્ચિમ પંજાબમાં ભારે હત્યાકાંડ ફાટી નીકળ્યો હતો. કોમી વેરઝેરથી હેવાન જેવા બની જઈને હિંદુઓ તથા શીખોએ મુસલમાનોની અને મુસલમાનોએ હિંદુ તથા શીખોની જ્યાં જુઓ ત્યાં કતલ કરવા માંડી હતી.

આવું ભીષણ વેર બધે ફેલાયેલું જોઈને આપણા રાષ્ટ્રપિતા ગાંધીજીનું હૃદય ખૂબ જ વ્યથિત બની ગયું. તેમને મન તો હિંદુ, મુસલમાન, શીખ બધા જ સરખા હતા, સ્વજન હતા. તેમનું અંતર આથી કકળી ઊઠ્યું અને જીવન તેમને માટે ભારરૂપ તથા અસહ્ય બની ગયું. આ હત્યાકાંડના મૂક સાક્ષી બની રહેવા કરતાં પોતાનું જીવન હોમી દઈને એ આગ શમાવવાનો તેમણે નિશ્ચય કર્યો. ભારતમાં તેમ જ પાકિસ્તાનમાં બહુમતી અને લઘુમતી કોમો વચ્ચે હૃદયની

એકતા સ્થપાય એ માટે ગાંધીજીએ આમરણ ઉપવાસ આદર્યાં.

ઉપવાસને લીધે ગાંધીજીની શક્તિ ઝપાટાબંધ ક્ષીણ થવા લાગી. ઉપવાસને ત્રીજે દિવસે તો તેમની તબિયત ચિંતાજનક બની ગઈ.

જવાહર દરરોજ ગાંધીજી પાસે આવતા. તેમનાથી ગાંધીજીની આ સ્થિતિ સહી ન ગઈ. જવાહરે પણ અન્નનો ત્યાગ કર્યો.

પરંતુ આ વાતની જવાહરે કોઈને પણ ખબર પડવા ન દીધી; અને તેમનો રોજનો કાર્યક્રમ તેમણે જેમનો તેમ ચાલુ રાખ્યો.

આખરે કોમી એખલાસ સ્થાપવાની ભારતની બધી કોમના આગેવાનોએ ગાંધીજીને બાંહેધરી આપી.

એટલે છઠ્ઠે દિવસે ગાંધીજીએ ઉપવાસ છોડ્યા. ગાંધીજીએ પારણાં કર્યાં તે પછી તેમને જવાહરના ઉપવાસની જાણ થઈ.

એ સાંભળીને ગાંધીજી ગદ્‌ગદિત થઈ ગયા. ગાંધીજીએ તરત જ જવાહર પર એક ચિઠ્ઠી લખી. જવાહર પરનો ગાંધીજીનો એ છેલ્લો જ પત્ર હતો. ગાંધીજીએ એમાં લખ્યું હતું :

ચિ. જવાહરલાલ,
ઉપવાસ છોડો.

.... .... .... ....

બહુત વર્ષ જીયો ઔર હિંદકે જવાહર બને રહો.

૧૮-૧-'૪૮ બાપુકે આશીર્વાદ

# ૫૮

## 'शायद बापु जग जाय!'

સામાન્ય રીતે કોઈ માણસ જવાહરને પગે લાગે અથવા લાગણીની ઘેલછા બતાવે એ તેમને જરાયે ગમતું નહોતું. આવું જોઈને તે ઘણી વાર ખૂબ જ ગુસ્સે પણ થઈ જતા.

પરંતુ ૩૦મી જાનેવારી ૧૯૪૮ના દિને પૂજ્ય ગાંધીજીને ગોળી મારવાના માઠા સમાચાર જવાહરે સાંભળ્યા એ વખતની એમની સ્થિતિ જુદી જ જોવા મળે છે.

એ કરુણ સમાચાર સાંભળતાં જ જવાહર આકુળ-વ્યાકુળ બની જઈને બાપુ પાસે દોડી આવ્યા. આવીને જુએ છે તો બાપુજી રામશરણ થઈ ગયા હતા!

જવાહર બાપુની એ દશા જોઈને 'બાપુ! બાપુ!' બોલીને રડી પડ્યા!

રાતે બાપુજીના મૃતદેહ આગળ સૌ બેસી રહ્યાં.

જવાહર બાપુજીને શાંતિમાં સૂતેલા જોઈને ઘણી વાર ભુલાવામાં પડી જતા. માણસના પ્રાણ એક વાર જતા રહે પછી ફરીને પાછા આવે એવું બનવું અશક્ય છે. જવાહરને એ વાતની જાણ ન હોય એવું કદી બને ખરુ?

પરતુ જવાહરને થઈ આવતું કે, 'બાપુજી પાછા નિદ્રામાથી હમણાં જાગીને બેઠા થશે!'

એક વાર તો આંખોમાંથી દડ દડ આંસુ વરસાવતા જવાહર બાપુજીની નજીકમાં બેઠેલાં શ્રી મનુબહેન ગાધી પાસે આવીને બોલ્યા પણ ખરા:

"મનુ, તુમ ઔર જોરસે ગીતાપાઠ કરો; શાયદ બાપુ જગ જાય!"

## ૫૯
## ગાંધીજીએ શીખવેલી વાત

ગાંધીજીના નિધન પછી કેટલાક દિવસ બાદ પાર્લમેન્ટ હાઉસમાં કમિટીની એક મીટિંગ હતી. એમાં જવાહર અને તેમના કેબીનેટ સેક્રેટરી શ્રી આયંગરજી બંને સાથે જઈ રહ્યા હતા.

ચાલતાં ચાલતાં જવાહર એક ક્ષણ ઊભા રહ્યા અને આયંગરજીને કહેવા લાગ્યા :

"તમને ખબર છે કે, કેટલાક ભવિષ્યવેત્તાઓએ મને ચેતવણી આપી છે કે હું આવતા અઠવાડિયે આ દુનિયાની વિદાય લઈશ?"

આયંગરજીએ કહ્યું : "જવા દો એ નકામી વાતને! એમાં તમે માનો પણ ક્યાં છો?"

જવાહર બોલ્યા :

"હું માનતો જ નથી. પણ તેઓએ મારા પ્રત્યેની શુભ લાગણીથી પ્રેરાઈને આ ચેતવણી આપી છે. મને એમાં જરાય શ્રદ્ધા નથી. પણ પોતે ક્યારે મરવાનો છે એ વિષે માણસ શું કહી શકવાનો હતો? પરંતુ અત્યારે મૃત્યુને ભેટવું એ ભારે કરુણ બની રહેશે. તમે શું એવું નથી ધારતા? આપણી સામે જે કામ પૂરાં કરવાનાં છે એના ઢગલા જુઓ."

પછી થોડી વાર જવાહર અટકી ગયા. બાપુજીના અવસાન પહેલા આયગરજીએ જવાહરને એક દિવસ પ્રશ્ન પૂછ્યો હતો કે, 'ગાંધીજીની એવી કઈ જાદૂઈ અસર તમારા પર છે?' એને યાદ કરીને જવાહર આગળ કહેવા લાગ્યા

"તમે થોડા દિવસ પહેલાં ગાંધીજી વિષે મને કંઈક પૂછ્યુ હતું, નહિ? તેઓએ મને જે એક વાત શીખવી છે તે આ છે. આ ભવિષ્યવેત્તાઓ કહે છે એમ હુ થોડા દિવસ જીવું કે વધુ વર્ષો જીવું, પણ મારી જાગૃતિની એકેએક પળમાં ભારત માટે મારી જાતને મારે ઘસી નાખવાની છે. લોકોએ મારામાં જે સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો છે એનો તો વિચાર કરી જુઓ!"

એટલુ કહીને જવાહરે કમિટી જ્યાં મળવાની હતી એ ઓરડા તરફ ચાલવા માંડ્યુ.

## ૬૦

## મહાન ગુરુ પાસેથી શીખેલા પાઠ

જવાહર ગાંધીજીને પોતાના ગુરુ માનતા હતા. પોતાના જીવન-ઘડતરમાં ગાંધીજીનો બહુ મોટો ફાળો છે એનો તેઓ જ્યારે તક મળતી ત્યારે ઉલ્લેખ કર્યા વિના રહેતા નહીં.

એક વાર સંસદમાં જવાહરે કહ્યુ હતું :

"જો મારા જાહેર જીવનનાં છેલ્લાં ત્રીસ-ચાળીસ વર્ષ દરમિયાન મેં કાંઈ અનુભવ મેળવ્યો હોય અને આપણને ઘણું ઘણું શીખવનારા તે મહાન ગુરુ પાસેથી હુ કાંઈ પણ

પાઠ શીખ્યો હોઉં તો તે એ છે કે, કુટિલ નીતિ આખરે ફળદાયી નીવડતી નથી. ભલે પછી તે થોડો વખત ફળદાયી લાગે."

## ૬૧
## પ્રેરણા પામવાનું સ્થાન

ભારતદેશ સ્વતંત્ર થયો ત્યાર પછી લંડનમાં રાષ્ટ્ર-સમૂહના બધા વડાપ્રધાનોની પરિષદ મળી હતી. એમાં આપણા વડાપ્રધાન જવાહરલાલ નેહરુ પણ ગયા હતા.

તે વેળાએ એક જર્મન પત્રકારે જવાહરને એક સવાલ પૂછ્યો :

"આટઆટલી મોટી જવાબદારીઓ અને મોટમોટાં વિકટ કાર્યોનો ભાર આપને માથે છે, છતાં આપ આટલા શાંત, સ્વસ્થ, હસમુખા અને સ્ફૂર્તિવાળા શી રીતે રહી શકો છો ? એનું રહસ્ય આપ સમજાવશો ?"

જવાહર હસતાં હસતાં બોલ્યા :

"જ્યારે જ્યારે હું રાજકાજના કામથી કંટાળી જાઉં છું યા તો થાકી જાઉં છું, ત્યારે ત્યારે એ બધું કામ, કેટલુયે મહત્ત્વનું હોય તોયે, છોડી દઉં છું અને લોકો પાસે દોડી જાઉં છું. આમજનતાની વચ્ચે જતાં જ મારો બધો થાક, કંટાળો અને નિરુત્સાહ કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઈ જાય છે. આ રીતે નવું જોમ અને નવી તાકાત મેળવીને હું પાછો મારા કામે લાગી જાઉં છું.

"મને લોકોનો સંપર્ક જ આત્મવિશ્વાસ, નવું બળ, નવીન આશા અને નૂતન પ્રેરણા આપ્યા કરે છે."

## ૬૨
## પડકાર ઝીલનાર કોઈ ન મળ્યું

લંડનમાં રાષ્ટ્રસમૂહના વડાપ્રધાનોની પરિષદ વેળાએ જવાહરે એક અખબારી સંમેલનમાં દુનિયાના ભલભલા તાત્ત્વિક અને બાહોશ મુત્સદ્દીઓને અકળાવે એવા સવાલોના સચોટ છતાં સહૃદયતાભર્યા ઉત્તરો આપ્યા હતા. એ જોઈને બધા તાજુબ થઈ ગયા હતા. તેઓને થયુ કે, "આવો માનવી તો કરોડોમાં માંડ એકાદ જડે!'

એ સૌને આશ્ચર્યમાં ગરકાવ થયેલા જોઈને જવાહર ખડખડાટ હસતાં હસતાં કહે: "એક વાર મદ્રાસના કોંગ્રેસ કાર્યકરોની સભા હતી ત્યારે મેં કાર્યકરોને પડકાર કર્યો હતો કે, તમારામાંથી કોઈ પણ જે કહે તે રમતમાં હુ એને હરાવવા તૈયાર છું. બોલો, છો કોઈ તૈયાર? પરંતુ મારો એ પડકાર ઝીલનાર આજ સુધી મને કોઈ મળ્યુ નથી!"

## ૬૩
## પ્રત્યેક વ્યક્તિ : એક પ્રશ્ન

લંડનમાં રાષ્ટ્ર-સમૂહના વડાપ્રધાનોની પરિષદ મળી હતી. તે વખતે આપણા દેશના વડાપ્રધાન જવાહરલાલ નેહરૂને પત્રકારો જાતજાતના પ્રશ્નો પૂછતા હતા.

એક પત્રકારે પૂછ્યું:

"ભારતના મહત્ત્વના પ્રશ્નો કયા અને કેટલા છે?"

જવાહરે જવાબ આપ્યો:

"ભારતમાં સાડત્રીસ કરોડની વસ્તી છે. અને એની પ્રત્યેક વ્યક્તિ એક પ્રશ્ન છે."

## ૬૪
## ભારતના ભાવિની ફિકર નથી

ત્રીજી નવેંબર ૧૯૪૮ને રોજ જવાહરે પેરિસ ખાતે યુનોની મહાસભા સમક્ષ પ્રવચનમાં જે કહ્યું હતું એ આપણને માર્ગદર્શકરૂપ થઈ પડે એમ છે. જવાહરે કહ્યુ હતું:

"હું ભાવિની ફિકર કરતો નથી. ભારત લશ્કરી બાબતોમાં ભલે સામર્થ્ય ધરાવતું નથી, તેમ છતાંય મને ભારતના ભાવિની બાબતમાં જરાયે ફિકર નથી.

"દુનિયાની મહાન સત્તાઓ અને તેઓનાં સૈન્યો, તેઓનાં જંગી યુદ્ધ-જહાજો, અને અણુબૉંબની પણ મને ભીતિ નથી.

"હંમેશાં અભય રહેવાનો આ સબક મને મારા ગુરુએ — ગાંધીજીએ — શીખવ્યો છે.

"અમે એક, મહાન દેશ — એક મહાન શક્તિશાળી સત્તાનો નિ:શસ્ત્ર પ્રતિકાર કર્યો. અમને અમારી લડત દરમિયાન ટેકો મળ્યો. અને અમને તેમાં નિરંતર નવી તાકાત મળતી રહી તેનું કારણ એ હતું કે દુષ્ટ તત્ત્વોને, દુષ્ટ રીત-રસમને તાબે ન થવું એ અમારો મક્કમ નિર્ણય હતો.

"સ્વાતંત્ર્યની લડત પરથી હું તો આ પાઠ શીખ્યો છુ અને માનુ છુ કે આ પાઠ હજી પણ આપણે શીખી શકીએ. હરેક પ્રશ્નને આ માર્ગે ઉકેલવો શકય છે કે કેમ તે હું જાણતો નથી. પરંતુ જો આપણે ભયની લાગણીને મિટાવી દઈએ અને જો આપણામાં આત્મવિશ્વાસ હોય, તો આપણે હિંસક વાગ્પ્રહારો, હિંસક કૃત્યો અને છેવટે યુદ્ધનો પણ ભય વહોરી લેવા કરતાં પરસ્પર વિશ્વાસ રાખવામાં જો કાંઈ જોખમ હોય તો તેટલુ જોખમ વહોરી લઈએ તે મારી દૃષ્ટિએ યોગ્ય જણાય છે."

## ૬૫

## બધાને ભૂલનું ભાન કરાવ્યું

છઠ્ઠી મે ૧૯૫૧ના રોજ દિલ્હીમાં કોંગ્રેસની મહાસમિતિની બેઠક મળી હતી.

નાસ્તાનો સમય હતો. બધા નેતાઓ તેમ જ આખા દેશમાંથી જુદે જુદે સ્થળેથી આવેલા કાર્યકર્તાઓ અંદરોઅંદર વાતચીત કરતા કરતા કેળાં, સંતરાં, વગેરે ફળફળાદિ ખાતા હતા

પરંતુ વાતોના તડાકામાં તેઓ મહત્ત્વની વાત ભૂલી ગયા કે કેળાં વગેરે ખાઈને એની છાલ વગેરે એક બાજુએ વ્યવસ્થિત રીતે નાખવાં જોઈએ !

જવાહરની નજર એ તરફ ગઈ. તેઓ કશું બોલ્યા-ચાલ્યા વગર ઊભા થયા અને એક ટોપલી જેવું લઈને

મંડપમાં આમતેમ પડેલાં છાલ વગેરે ભેગાં કરીને ટોપલીમાં નાખવા લાગ્યા.

આ જોઈને બધા નેતાઓ અને કાર્યકર્તાઓને પોતાની બેદરકારીનું ભાન થયું. તેઓ શરમાયા અને આજુબાજુ વેરાયેલાં છાલ, ફોતરાં, બી વગેરે એકઠાં કરવા મંડી પડયા.

## ૬૬

## વડાપ્રધાનને પણ થોભવું પડે

મેવાડના મહારાણા પ્રતાપે એવી પ્રતિજ્ઞા કરી હતી કે, 'જ્યાં સુધી ચિતોડ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી ચિતોડમાં પગ ન મૂકું.'

તે સમયથી લોહારોના વંશજો ચિતોડ બહાર જ વસતા હતા અને પોતાના મહારાણાની અફર પ્રતિજ્ઞાનું પાલન કરતા હતા. પરંતુ આપણો દેશ સ્વતંત્ર થતાં ચિતોડ પણ સ્વતંત્ર થયું. એટલે તા. ૬ઠ્ઠી એપ્રિલ ૧૯૫૫ના રોજ એ લોકોએ ચિતોડ-પ્રવેશનો ઉત્સવ ધામધૂમથી ઊજવવાનું નક્કી કર્યું.

ભારતના વડાપ્રધાન જવાહરલાલ નેહરુ એ ઉત્સવ પ્રસંગે હાજરી આપવા મોટરમાં બેસી ચિતોડ આવી રહ્યા હતા.

એક રેલવે ફાટક પાસે વડાપ્રધાનની મોટર આવીને ઊભી રહી. સિગ્નલ પડેલો હોવાથી ફાટકવાળાએ ફાટક બંધ કરેલી હતી.

વડાપ્રધાનની મોટરને આમ થોભવું પડે એ તેમની સાથેના બીજા અમલદારોને ગમ્યું નહીં. એટલે તેઓ પોત-

પોતાની મોટરમાંથી ઊતરીને ફાટકવાળા પાસે દોડી ગયા અને ગુસ્સાભર્યાં અવાજે કહેવા લાગ્યા. "એઈ, ફાટક જલદી ખોલી નાખ. જવાહરલાલજી અહીંથી જઈ રહ્યા છે. આપણા વડાપ્રધાનને આમ રોકી રાખવા ઠીક નહીં."

પરંતુ ફાટકવાળો મક્કમ રહ્યો. તે કહે "સિગ્નલ ક્યારનો આપી દીધો છે. વડાપ્રધાનને થોડી વાર થોભવું પડે એમા શું ખાટુંમોળું થઈ જવાનુ છે? ગાડીને આ રીતે અટકાવી ન શકાય. ગાડી હમણાં પસાર થઈ જશે, પછી ફાટક ખોલીશ."

જવાહરને આ રકઝકની ખબર પડી. એટલે તેઓ તરત જ પોતાની મોટરમાથી ઊતર્યાં અને પેલા કર્તવ્યનિષ્ઠ ફાટકવાળા પાસે ગયા.

જવાહર ખુશ થઈને એની પીઠ થાબડતા બોલ્યા'
"શાબાશ!"

## ૬૭
## 'તમારા વડા પ્રધાનને નથી ઓળખતા ?'

૧૫મી ઑગસ્ટનો દિવસ હતો. દિલ્હીના લાલ કિલ્લા પર વડાપ્રધાન જવાહરલાલ નેહરુને હાથે ધ્વજવદન થવાનુ હતું વડાપ્રધાનને કયે કયે રસ્તેથી જવાનું હતું એ પહેલાથી નક્કી કરવામા આવ્યુ હતુ વડાપ્રધાનને પણ એ અગે માહિતી આપી દેવામાં આવી હતી

પરંતુ લોકો તો આનંદઘેલા બનીને એ બધા રસ્તાઓ ઉપર એટલી મોટી સંખ્યામાં એકઠા થયા હતા કે એ માર્ગે

થઈને ધ્વજવંદનના સ્થાને સમયસર પહોંચવું અશક્ય જેવું થઈ પડ્યું હતું.

આ માર્ગની વ્યવસ્થા સંભાળવાની જવાબદારી એક પંજાબી અધિકારીને સોંપવામાં આવી હતી. તેમણે આ મુશ્કેલી જોઈને વડાપ્રધાનની મોટર બીજા જ રસ્તેથી લઈ જવાનો હુકમ આપ્યો.

મોટરમાં બેઠેલા જવાહરને તરત જ લાગ્યું કે એમની મોટર નક્કી કરેલા માર્ગે જવાને બદલે બીજા જ માર્ગે થઈને જઈ રહી છે. આમ દર્શનાતુર લોકોને નિરાશ કરીને બીજા રસ્તે થઈને જવાનું કોણે ગોઠવ્યું હશે, એ વિચારે તેઓ અકળાઈ ગયા.

ધ્વજવંદનને સ્થાને પહોંચતાં જ જવાહરે સવાલ પૂછ્યો: "પહેલાંથી નક્કી કરેલો માર્ગ કોણે બદલ્યો?"

પેલા પંજાબી અફસરે આગળ આવીને સલામ કરીને જવાબ આપ્યો · "જી, મૈં...."

જવાહરે તરત જ હુકમભર્યા અવાજે કહ્યું: "જાવ, તમને અબઘડી બરતરફ કરવામાં આવે છે!" એમ કહીને જવાહર ધ્વજવંદનના કાર્યક્રમમાં સામેલ થવા ચાલ્યા ગયા.

પેલો પંજાબી અફસર બાપડો વિમાસણમાં પડી ગયો. વડાપ્રધાન આ રીતે બરતરફીનો હુકમ આપે, એટલે પછી એને માટે ક્યાંય પણ સ્થાન જ ન રહે! બીજું, લોકોમાં પોતાની બેઆબરૂ થાય એ વળી વધારામાં. વિચાર કરતાં એને લાગ્યું કે, 'આ પ્રમાણે બરતરફ થવા કરતાં પોતે જ શા માટે સામેથી રાજીનામું આપીને છૂટો ન થાય? વડા-

પ્રધાન તરફથી વિધિસર બરતરફીનો હુકમ મળે એ પહેલાં પોતે રાજીનામું લખીને વડાપ્રધાનને આપી દે તો સારુ' આમ વિચારીને તે એક બાજુએ જઈને બેઠો અને ધ્વજ-વંદનનો કાર્યક્રમ ચાલતો હતો એ દરમિયાન,તેણે રાજીનામું લખી નાખ્યુ.

ધ્વજવંદનનો સમારંભ પૂરો થતાં તે જવાહરલાલજી પાસે ગયો અને વિનયપૂર્વક સલામ કરીને તેણે વડાપ્રધાનના હાથમાં રાજીનામાનો કાગળ મૂક્યો.

જવાહર તો બરતરફીની વાત જ ભૂલી ગયા હતા! તેમણે સામેથી પૂછ્યું · "આ વળી શું છે?"

અફસરે ટૂંકમાં આખી વાત કહી સંભળાવી.

એ સાંભળીને જવાહર બાળકની માફક હસતાં હસતાં એ પંજાબી અફસરના ખભા પર સ્નેહથી હાથ મૂકીને બોલ્યા

"શું તમે તમારા વડા પ્રધાનને પણ નથી ઓળખતા?"

એમ કહીને જવાહરે પેલા રાજીનામાના કાગળના ટુકડેટુકડા કરીને હવામાં ઉડાડી મૂકયા.

પેલો પંજાબી અફસર દિગ્મૂઢ બની જોઈ જ રહ્યો. હસવું કે રડવું એ તેને સમજાયુ નહીં

## ૬૮

## ડ્રાઇવરનો જામીન કોણ?

જવાહર રોજ પોતાના નિવાસસ્થાનેથી કાર્યાલયમાં જતા, ત્યારે તીનબત્તી આગળ તેઓ એક ?

નિયમિત ઊભેલો જોતા. જવાહરની મોટર પસાર થાય એટલે પેલો ડ્રાઇવર જવાહરને સલામ કરતો.

જવાહરને આ જોઈને થયું કે, આ માણસને કંઈક કહેવું છે અથવા કંઈક ખાસ કામ હશે.

એક દિવસે જવાહરે મોટર ઊભી રખાવી અને પેલા ટેકસીવાળાને પાસે બોલાવીને પૂછયું: "રોજ આ જગ્યાએ શા માટે ઊભા રહો છો?"

ડ્રાઇવરે અદબ સાથે સંકોચ અનુભવતાં કહ્યું: "પંડિતજી, હું મુશ્કેલીમાં છું. ટેકસી ભાડે ચલાવું છું. પણ ગુજરાન પૂરતું મળી રહેતું નથી! દેવું માથે વધતું જાય છે."

જવાહરે પૂછયું: "તો પછી બેંકમાંથી નાણાં કેમ ઉધાર લેતા નથી?"

ડ્રાઇવર નીચું જોતો કહે: "હજૂર! બેંકમાંથી અમારા જેવાને કોણ પૈસા ધીરે? બેંકવાળા તો મોટા માણસની જામીન માગે. હું કયાંથી લઈ આવું? અમને કોણ જામીન આપે?"

વડાપ્રધાને કહ્યું: "અચ્છા, બેંકમાં જઈને કહો કે, જવાહરલાલ મારા જામીન થવા તૈયાર છે."

એમ કહીને જવાહરે મોટર આગળ લઈ જવા કહ્યું.

ડ્રાઇવર દિગ્મૂઢ જેવો બનીને જવાહરની મોટરને જોઈ જ રહ્યો! એના મનમાં જવાહરની વાત ઊતરતી જ નહોતી. વડાપ્રધાને મશ્કરીમાં તો આમ નથી કહ્યું ને?

તેઓ મારા જામીન શી રીતે થઈ શકે! ક્યાં તેઓ અને ક્યાં હું!

આમ છતાં તે હિંમત કરીને બેંકમાં ગયો. ત્યાં જઈને બેંકના મેનેજરને મળ્યો.

મેનેજર એ મુફલિસ જેવા દેખાતા માણસને જોઈ રહ્યો. પછી તે કહે "પૈસા તો જોઈએ એટલા મળે. પણ જામીનનો બંદોબસ્ત કર્યો છે કે?"

ડ્રાઇવરે કહ્યું · "જી હા. આપણા વઝીરે આઝમ જવાહરલાલ નેહરુએ મારા જામીન થવાની હા પાડી છે."

એ સાંભળીને મેનેજર આભો જ બની ગયો! એમને થયુ કે, આ માણસનું ચસકી ગયુ છે કે શું? વડાપ્રધાનનું નામ લેતાં એ જરા અચકાતોયે નથી! તેણે કહ્યુ "જા, ભાઈ, જા. તું ખોટા સ્થળે આવ્યો છે! કોઈ પાગલખાનામાં જા અને તારા ભેજાની મરામત કરી આવ. વડાપ્રધાન કોઈના નહીં ને તારા જેવા લેભાગુ માણસના જામીન થાય તો પછી થઈ રહ્યુ! જા...."

ત્યાં તો બેંકમાં મોટી હલચલ મચી ગઈ. બેંક આગળ એક મોટી મોટર આવીને ઊભી હતી. પોલીસ અફસરોની દોડધામ વચ્ચે વડાપ્રધાન નેહરુજી એ મોટરમાંથી ઊતર્યા અને બેંકમાં દાખલ થયા.

મેનેજર તો વડાપ્રધાનને આમ અચાનક આવેલા જોઈને હાંફળોફાંફળો બની ગયો. તે સામે દોડી જઈને આવકાર આપતો કહે · "આવો, આવો, નેહરુજી!"

જવાહરે એક ખૂણામાં ઊભેલા પેલા ડ્રાઇવરને બતાવીને કહ્યું: "હું પેલા ડ્રાઇવરનો જામીન થવા આવ્યો છું."

મૅનેજર આભો બનીને બોલી ઊઠ્યો: "શું કહ્યું? આપ....આપ...."

ત્યાં તો જવાહરે ખીસામાંથી પેન કાઢી. મૅનેજરે જામીન માટેનાં કાગળિયાં જાતે જ તૈયાર કરીને વડાપ્રધાન આગળ ધરી દીધાં.

વડાપ્રધાને પેલા ડ્રાઇવરના જામીન તરીકે સહી કરી.

પેલા બાપડા ડ્રાઇવરના મનની સ્થિતિની તો કલ્પના કરવી જ રહી. એને તો થયું કે, આ સ્વપ્નું તો નથી જોતો ને?

## ૬૯
## વ્યક્તિ નહીં, સમષ્ટિ

ભાકરાનાંગલ બંધના એક ભાગ ગણાતા નાંગલ બંધ અને ભાકરા નહેરોના ઉદ્‌ઘાટન સમયની આ વાત છે.

એ બંધને શું નામ આપવું એની વાટાઘાટ ચાલતી હતી. પંજાબના વડાપ્રધાને સૂચવ્યું કે, "આ બંધનું નામ 'જવાહર બંધ' રાખીએ."

બધાને આ સૂચના ગમી ગઈ.

પરંતુ જવાહરને આ વાતની ખબર પડી, એટલે તેઓ તડૂકી ઊઠ્યા:

"આ યોજના કાંઈ કોઈ વ્યક્તિની યાદગીરી માટે નથી. એ તો છે લોકકલ્યાણ અર્થે. એટલે આ યોજના સાથે કોઈ વ્યક્તિનું નામ જોડવું એ સાવ બેહૂદું અને અનુચિત છે!"

૭૦

## સિગારેટ ચોરી લીધી !

એક વખત રાષ્ટ્રપતિ-ભવનમાં એક ભોજનસમારંભ થયો હતો ભોજન પછી સિગારેટ ફેરવવામાં આવી

આ સમારંભમા ડૉ. સપૂર્ણાનંદજી પણ ગયા હતા. તેમને સારી સિગારેટ પીવાનો શોખ છે, એની જાણ જવાહરને હતી પરતુ જવાહરે જોયુ કે જ્યારે સિગારેટ મહેમાનો વચ્ચે ફેરવવામા આવી ત્યારે તેમણે એ લીધી નહોતી

ભોજન-સમારંભમા ડૉ. રાજેન્દ્રપ્રસાદજી, શ્રી ગોવિંદ વલ્લભ પત, ટડનજી જેવા વડીલો હતા. તેઓની સમક્ષ સિગારેટ પીવાનો ડૉ. સપૂર્ણાનંદજીને સંકોચ થતો હતો

જ્યારે સિગારેટ જવાહર ભણી ફેરવવા માણસ આવ્યો ત્યારે એમણે એક સિગારેટ ઉપાડી લીધી અને બાજુમાં બેઠેલા ડૉ સપૂર્ણાનંદજીના ખીસામા ચપળતાથી સરકાવતા કહ્યુ "તમે અહીં તો નહિ પીઓ, પણ ઘેર જઈને પીજો મેં તમારા માટે એક સિગારેટ ચોરી લીધી છે !"

૭૧

## હાજરજવાબી જવાહર

શ્રી રાહુલજી આપણા દેશના એક મોટા પડિત તરીકે જાણીતા છે તેઓ રશિયા જવાના હતા ત્યારની આ વાત છે

રવાના થતાં પહેલાં પ્રયાગ વિદ્યાપીઠમાં રાહુલજીનું પ્રવચન ગોઠવાયું હતું. પંડિત જવાહર નેહરુ પ્રમુખપદે હતા.

એ દિવસોમાં રાહુલજી, જેઓ દુનિયાનું બધું જ જ્ઞાન જૂની પુરાણી પોથીઓમાં શોધતા ફરે છે એ લોકોની બહુ ટીકા કરતા. પ્રયાગ વિદ્યાપીઠમાં તેમણે આપેલા પ્રવચનમાં તો એમનો ગુસ્સો સાતમે આસમાને જાણે પહોંચી ગયો! તેમણે કહ્યું: "એ પુરાણી પોથીઓમાં ૭૫ ટકા તો બેવકૂફી-ભરી વાતો છે; એમાં આપણી અક્કલમાં ઊતરે એવી વાતો બહુ થોડી છે."

પછી જવાહર બોલવા ઊભા થયા. તેમણે રાહુલજીનું સમર્થન કરતાં કહ્યું: "રાહુલજી જેવા ચિંતકો આપણી વિદ્યાપીઠોમાં કેમ પેદા નથી થતા? મારા જેવો માણસ આવી વાત કરત તો તમે લોકો કહેત કે, પુરાણાં પુસ્તકો સાથે તમને શું લાગેવળગે? પણ આજે તો એવો માણસ આ વાત કરી રહ્યો છે, જે પુરાણા ગ્રંથોમાં જ તરતો રહ્યો છે."

એ સાંભળીને એક વિદ્યાર્થી ગમ્મત કરતો બોલી ઊઠ્યો: "તરતા જ રહ્યા છે, પાર નથી ઊતર્યા!"

જવાહર તરત જ એનો વળતો જવાબ આપતાં બોલ્યા: "હા, જે લોકો કૂવામાં તરે છે, તેઓ દેડકાની જેમ આ પારથી પેલે પાર ચાલ્યા જાય છે. પણ જે લોકો સમુદ્રમાં તરતા હોય છે, તેઓ તો તર્યા જ કરે છે, પાર નથી જતા."

૭૪

## મહેમાનનું સ્વાગત પહેલું

એક વાર જવાહર બહાર જવાની તૈયારી કરતા હતા. લોકસભામાં જવાને વખત થઈ ગયો હતો. પોતાની ફાઈલો લઈને તેઓ બહાર નીકળતા જ હતા, એવામાં એક મોટર એમના નિવાસસ્થાનના ચોગાનમાં પ્રવેશી.

એક મહેમાન જવાહરને મળવા એમાંથી નીચે ઊતર્યા.

આમ તો એ મહેમાન બહુ મોટા કે જાણીતા માણસ ન હતા. પણ મહેમાન એટલે મહેમાન. અતિથિ તો દેવ સમાન ગણાય. એટલે જવાહરે એમનું ઉમળકાથી સ્વાગત કર્યું અને પોતાનો સમય થઈ ગયો હોવા છતાં તેઓ મહેમાન સાથે વાતચીત કરવા સ્વસ્થપણે બેઠા.

ત્યાં તો થોડી વારમાં બીજી એક મોટરનો અવાજ સંભળાયો. તે મોટર પણ ઘર પાસે આવીને ઊભી.

એ કોની મોટર આવી હશે એ જોવા માટે જવાહર પેલા મહેમાનની રજા લઈને ઊઠ્યા. બારીમાંથી જુએ છે તો એમનો પોતાનો જ ડ્રાઈવર એમની મોટરને પેલા મહેમાનની મોટરની આગળ લઈ આવ્યો હતો. જવાહરનો ઑફિસે જવાનો સમય થઈ ગયો હતો, એટલે જવાહરને ઑફિસે જતાં મોડું ન થાય એ હિસાબે તેણે આમ કર્યું હતું.

આ જોઈને જવાહર તરત જ પોતાના ડ્રાઈવર પાસે ગયા અને ધીમે અવાજે કહેવા લાગ્યા :

પણ ફોટો પડાવતી વખતે પેલાં બહેન જવાહર ભણી જોઈ રહ્યાં હતાં. એટલે ફોટોગ્રાફરે એ બહેનને વિનંતી કરતાં કહ્યું: "આપ સૂર્ય ભણી જુઓ, જેથી પ્રકાશ આપના મોં પર બરોબર પડે."

એ સાંભળીને પેલાં બહેન બોલી ઊઠયાં:

"એ સૂર્યને તો હું રોજ જોઉં છું. પણ આ સૂર્યનાં દર્શન મને ફરી ક્યારે થવાનાં છે?"

આવા ભાવભર્યાં શબ્દો સાંભળીને નેહરુચાચા ગદ્‌ગદિત બની ગયા. તેમણે વાત્સલ્યભાવે એ બહેનનો હાથ પકડી પોતાની પાસે ઊભાં રાખ્યાં. અને ફોટોગ્રાફરે ફોટો પાડી લીધો.

## ૭૬

## 'લાકડી શા માટે રાખો છો?'

વડા પ્રધાન જવાહરલાલજી શરૂ શરૂમાં પોતાની સાથે નાની કાળી લાકડી રાખતા હતા. જ્યાં જાય ત્યાં એ લાકડી એમના હાથમાં હોય જ. એ લાકડી એમની સાથે યુરોપ, અમેરિકા પણ ફરી આવી હતી.

જવાહરને ઘણી વાર લોકો કુતૂહલવશ થઈને એમની લાકડી વિષે પ્રશ્નો પૂછતા. જવાહર પણ ગમ્મતમાં મજાના જવાબ આપતા.

એક વાર એક જણે જવાહરને પૂછ્યું:

"પંડિતજી, આ લાકડી શા માટે રાખો છો?"

જવાહર હસતા હસતા કહે:

"મને લોકો ક્યારેક 'નાના ગાંધી' તરીકે ઓળખે છે. હવે મોટા ગાંધી જો મોટી લાકડી રાખતા હોય, તો નાના ગાંધીએ નાની લાકડી તો રાખવી જ જોઈએ ને?"

વળી એક વાર કોઈએ જવાહરને પૂછ્યું :

"આ લાકડી રાખવાનું શું પ્રયોજન? તમારે માટે એ જરૂરી ખરી?"

જવાહર મધુરું હાસ્ય રેલાવતા બોલ્યા :

"કેમ નહીં? રાજકારણ એ જાદુના ખેલ જેવું છે. એટલે ક્યારેક જાદુ કરવા માટે લાકડીની જરૂર પડે છે!"

## ૭૭
## તમારા કરતાં હું વધારે જાણું

જવાહર આગળ એમના કોઈ સાથી અથવા મિત્ર વિષે કોઈ ભૂરું બોલે, તો જવાહર એ સહન નહોતા કરતા. તેઓ તરત જ એવા માણસને બોલતો અટકાવીને બોલી ઊઠતા :

"તમારા કરતાં હું તેમને વધારે સારી રીતે જાણું છું. તમારે આવી નકામી વાતો નહીં કરવી જોઈએ. મારી આગળ તો નહીં જ!"

## ૭૮
## જન્મદિનની વધાઈ

એક સભામાં જવાહરે જોયું કે એક પત્રકાર ગમગીન ચહેરે બેઠો છે. સભાનું કામકાજ પૂરું થતાં જવાહરે પેલા પત્રકાર પાસે જઈને એની ઉદાસીનતાનું કારણ પૂછ્યું.

અને કારણ પણ કેવું નીકળ્યુ? એ ભાઈ પાસે લખવા માટે પેન નહોતી, એટલે એ બાપડો શી રીતે લખી શકે?

જવાહરે એની સાથે આમતેમ વાતો કરીને એની ગમગીની દૂર કરી નાખી. વાતં વાતમા એ કયાં રહે છે, એની વરસગાઠ કયારે આવે છે એ બધુ પણ જવાહરે જાણી લીધુ.

જવાહરની વરસગાઠ અને એ પત્રકારની વરસગાંઠ એક જ દિવસે આવતી હતી: ૧૪ મી નવેંબર!

૧૪મી નવેમ્બર આવી. પત્રકારને બારણે વહેલી સવારે પાચ વાગ્યાના અરસામાં ઘટડી રણકી ઊઠી પત્રકારને નવાઈ લાગી કે, આટલુ વહેલુ તે વળી કોણ આવ્યુ હશે?

પત્રકારના પુત્રે બારણુ ઉઘાડયુ. જુએ છે તો બારણે નેહરુચાચા ઊભા હતા! તે તો એમને જોઈને અવાક જ બની ગયો. માંડ માડ તે બોલી શકયો · "બાપુ, ચાચા....!"

પત્રકાર પણ વડાપ્રધાન જવાહરલાલજીને પોતાને ત્યાં આવેલા જોઈ ને દિગ્મૂઢ જ બની ગયો!

જવાહરે ત્યા તો હસતા હસતાં કહ્યુ: "આજે તો તમારો જન્મદિન છે." એમ કહીને જવાહરે ખીસામાંથી મજાની પેન કાઢીને પત્રકારને ભેટ તરીકે આપી.

પત્રકાર બાપડો આભો બની જોઈ જ રહ્યો! માડ માંડ તે સ્વસ્થ થઈ બોલ્યો: "પંડિતજી, આપનો ખૂબ ખૂબ આભાર! હવે આપ અમારે ત્યા ચા પીને જ જજો. આટલી અમારી વિનતી સ્વીકારો."

જવાહર હસતા હસતાં કહે: "તમારો જન્મદિવસ છે, એટલે ચા તો પીવી જ પડશે ને?"

આમ જવાહરે પત્રકારને વહેલી સવારે પ્રેમથી પ્લાવિત કરી દીધો.

૭૯

## 'હુ ગરીબ દેશનો સિપાઈ છું'

કપૂરથલા નજીક એક નહેરયોજનાનો આરંભ કરવા માટે ભારતના વડા પ્રધાન જવાહરલાલ નહેરુને આમંત્રણ આપવામાં આવ્યુ હતું.

એ યોજનાનું ઉદ્દ્ઘાટન કરવા ભારત જેવા વિશાળ દેશના વડા પ્રધાનની પ્રતિષ્ઠાને શોભે એ માટે જવાહરને એક ચાંદીની કોદાળી આપવામાં આવી.

આ જોઈને જવાહર એકદમ ધૂંધવાઈ જઈને બોલી ઊઠયા :

"હુ એક ગરીબ દેશનો સિપાઈ છુ. માટે મને ચાંદીની નહીં પણ લોઢાની કોદાળી જોઈએ."

એ સાંભળીને ત્યાંના મુખ્ય એંજિનિયરે તરત જ લોઢાની કોદાળી મંગાવી અને એ લઈને ભારતના વડા પ્રધાને ખોદકામનો આરંભ કર્યો.

૮૦

## ખેડૂતનું ઘર ભૂલ્યા નહીં

દિલ્હી નજીકના પ્રદેશમાં એક ખેડૂત રહે. એનુ નામ દીવાનસિંહ. તે ઘણી વાર જવાહરલાલજીને મળવા આવતો.

એક દિવસ એ ખેડૂત ભાઈને થયું કે, 'વડાપ્રધાન મારે ગામ પધારી મારી ઝૂંપડી પાવન કરે તો કેવું સારુ!' તેણે મનની વાત જવાહર આગળ રજૂ પણ કરી દીધી.

હવે એક વાર જવાહરને એ ગામ આગળથી જ પસાર થવાનું હતું. તેઓ દીવાનસિંહની વાતને ભૂલ્યા નહોતા. તેઓ તો તરત જ દીવાનસિંહને ઘેર પહોંચી ગયા.

દીવાનસિંહ તો વડાપ્રધાનને ખરેખર પોતાની ઝૂંપડીએ આવેલા જોઈને આનંદથી ઘેલો ઘેલો બની ગયો. તેણે ભક્તિભાવથી જવાહરના હાથમાં રૂ ૪૦૦ રોકડા મૂક્યા અને કહ્યું:

"મારા જેવા કેટલાયે ખેડૂતો આપને ત્યાં આવે, તેમને ગોળચણા આપવા માટે આ રકમ વાપરજો."

જવાહરલાલજીની ગામમાં પધરામણી થઈ છે એ સમાચાર વાયુ વેગે આજુબાજુ ફેલાઈ ગયા, એટલે પછી પૂછવું જ શું? ગામના લોકો ખુશ ખુશ થઈ ગયા અને વડા પ્રધાન નેહરુજીનાં દર્શન કરવા દોડી આવ્યા.

જવાહર પણ ગામ લોકો સાથે ભળી ગયા. દીવાનસિંહના ઘરના છાપરા પર જવાહર કૂદકો મારીને ચડી ગયા.

એ જોઈને લોકો હર્ષઘેલા બની ગયા. તેઓ પણ પોતપોતાના ઘરના છાપરા પર ચડી ગયા.

નેહરુચાચા ગામ લોકોને મળીને આનંદ પામ્યા અને ગામ લોકો લાડીલા નેહરુ ચાચાને મળીને આનંદ પામ્યા.

બધે આનંદ આનંદ છવાઈ ગયો.

## ૮૧
## 'તમને જેલમાં મોકલવા જોઈએ'

ભારતના વડાપ્રધાન જવાહરલાલજી અમેરિકાના પ્રથમ પ્રવાસે ગયા હતા. તે વખતે ન્યૂયોર્ક શહેરની એક જાણીતી પુસ્તક-પ્રકાશન સંસ્થાએ જવાહરને પોતાની સંસ્થાની મુલાકાતે આવવાનું આમંત્રણ આપ્યું.

એ સંસ્થા જોવા જવાહર ગયા. સંસ્થાનાં મુખ્ય સંચાલિકા બહેને ભારતના વડાપ્રધાનનું ભાવભીનું સ્વાગત કર્યું. પછી તેઓ જવાહરને સંસ્થાની પ્રવૃત્તિઓ બતાવવા લાગ્યાં. ફરતાં ફરતાં જવાહર સંસ્થાની લાઈબ્રેરી જોતા હતા. ત્યાં એમનાં પણ પુસ્તકો હતાં. એ બતાવતાં બતાવતાં એ સંચાલિકા બહેન મોં પર ગંભીર ભાવ લાવીને બોલ્યાં :

"જવાહરલાલજી, હવે તમને તાબડતોબ જેલમાં મોકલી દેવા જોઈએ. તમે એને જ લાયક છો!"

એ સાંભળીને જવાહર પણ જરાં વિમાસણમાં પડી ગયા. જવાહર સાથે આવેલા અને એમની દેખભાળ કરવા રોકાયેલા અમેરિકા રાજ્યના અધિકારીઓ પણ છોભીલા પડી ગયા. એ લોકોને થયું, આપણા આવા માનવંતા મહેમાનનું આ રીતે અપમાન કરવું એ ભારે અવિવેક થયો ગણાય!

ત્યાં તો જવાહર મોં પર હાસ્ય ફેલાવી બોલ્યા : "એટલે શું? તમારું કહેવું હું સમજ્યો નહીં! તમે આમ શા માટે કહો છો? મારાથી એવો કયો દોષ થઈ ગયો?"

એટલે પેલાં સંચાલિકા બહેન ખડખડાટ હસતાં કહે :

"તમારાં પુસ્તકોની અમારે ત્યાં ખૂબ જ માગ છે. તમે ખૂબ સુંદર લખો છો. તમારું લખાણ અમે હોંશે હોંશે વાંચીએ છીએ. અમને તો એમ જ થયાં કરે છે કે તમારું નવું પુસ્તક ક્યારે બહાર પડે અને અમને વાંચવા મળે! પરંતુ તમે ભારતના વડા પ્રધાન થયા પછી એકેય પુસ્તક લખ્યુ નથી! એટલે તમારા પ્રિય વાચકો અમારી આગળ ઘણી વાર પોતાનો અસંતોષ વ્યક્ત કરે છે અને અમને પણ એ બાબતનો વસવસો હંમેશાં રહે છે. તેથી અમને ઘણી વાર થઈ આવે છે કે તમને જેલમાં જ પૂરી રાખવા જોઈએ, જેથી ત્યાં બેઠા બેઠા તમે અમને સારાં સારાં પુસ્તકો લખીને આપતા રહો."

એ સાંભળીને જવાહર પણ ખડખડાટ હસી પડ્યા. આજુબાજુના બધા જ ખડખડાટ હસવા લાગ્યા. એ લોકોને પણ ગયુ કે, વાત તો તદ્દન સાચી છે. જવાહરનાં મોટા ભાગનાં પુસ્તકો જેલમાં જ લખાયેલાં છે.

## ૮૨

## ઝીણા અને જવાહરમાં ફરક શો?

વિખ્યાત ઉર્દૂ કવિ ઇકબાલ જવાહરના મિત્ર હતા. ઇકબાલની સાથે પાછળથી મતભેદ ઊભો થયો હતો છતાં એ બન્ને વચ્ચેનો મૈત્રીભાવ કાયમ જ રહ્યો હતો. જવાહર ઇકબાલની કવિતાના પ્રશંસક હતા.

કવિ ઇકબાલની છેલ્લી માંદગી વખતે જવાહર તેમને મળવા ખાસ ગયા હતા.

વાતવાતમાં કવિશ્રી ઇકબાલે પૂછ્યું :

"જવાહર, તમારી અને જનાબ ઝીણા વચ્ચે ફરક શો છે?"

જવાહર માટે આવા વ્યક્તિગત સવાલનો જવાબ આપવો મુશ્કેલ હતો. તેઓ મૌન જ રહ્યા.

એટલે કવિશ્રી ઇકબાલે કહ્યું :

"ઝીણા મુત્સદ્દી છે; તમે દેશભક્ત છો."

## ૮૩

## 'સાઇન' અને 'તારીખ'!

એક વાર જવાહર પાસે એક વિદ્યાર્થી આવ્યો. એમના હાથમાં હસ્તાક્ષર-પોથી મૂકીને તેણે વિનંતી કરતાં કહ્યું :

"આપની સાઇન કરી આપો."

જવાહરે ખુશીથી પોતાની સહી કરી આપી અને એ ચોપડી તેને પાછી આપવા માંડી.

ત્યાં તો પેલો વિદ્યાર્થી કહે :

"નીચે તારીખ પણ લખી આપો ને, પંડિતજી!"

જવાહરે તારીખ પણ લખી આપી.

એ જોઈને પેલો વિદ્યાર્થી નવાઈ પામી બોલી ઊઠયો : "પંડિતજી, આ શું? આપે 'સાઇન અંગ્રેજીમાં કરી અને તારીખ ઉર્દૂમાં!"

જવાહર હસતાં હસતાં કહે :

"બરાબર જ છે. સાઇન અંગ્રેજી શબ્દ છે તેથી સાઇન અંગ્રેજીમાં કરી; અને તારીખ ઉર્દૂ શબ્દ છે માટે તારીખ ઉર્દૂમાં લખી!"

વાતવાતમાં કવિશ્રી ઇકબાલે પૂછ્યું :

"જવાહર, તમારી અને જનાબ ઝીણા વચ્ચે ફરક શો છે?"

જવાહર માટે આવા વ્યક્તિગત સવાલનો જવાબ આપવો મુશ્કેલ હતો. તેઓ મૌન જ રહ્યા.

એટલે કવિશ્રી ઇકબાલે કહ્યું :

"ઝીણા મુત્સદ્દી છે; તમે દેશભક્ત છો."

## ૮૩

## 'સાઇન' અને 'તારીખ'!

એક વાર જવાહર પાસે એક વિદ્યાર્થી આવ્યો. એમના હાથમાં હસ્તાક્ષર-પોથી મૂકીને તેણે વિનંતી કરતાં કહ્યું :

"આપની સાઇન કરી આપો."

જવાહરે ખુશીથી પોતાની સહી કરી આપી અને એ ચોપડી તેને પાછી આપવા માંડી.

ત્યાં તો પેલો વિદ્યાર્થી કહે :

"નીચે તારીખ પણ લખી આપો ને, પંડિતજી!"

જવાહરે તારીખ પણ લખી આપી.

એ જોઈને પેલો વિદ્યાર્થી નવાઈ પામી બોલી ઊઠ્યો : "પંડિતજી, આ શું? આપે 'સાઇન અંગ્રેજીમાં કરી અને તારીખ ઉર્દૂમાં!"

જવાહર હસતાં હસતાં કહે :

## ૮૬

# નમસ્તેનું માહાત્મ્ય!

જવાહર એક વાર અમેરિકા ગયા હતા. તેઓ આપણા દેશમાં જેટલા સૌના માનીતા છે તેટલા જ પરદેશમાં પણ સૌના પ્રિય નેતા છે.

એટલે જવાહર જ્યાં જતા ત્યાં સૌ ત્યાંના રિવાજ મુજબ એમની સાથે હાથ મિલાવવા આવતા. જવાહર આમ વારે વારે હાથ મિલાવી મિલાવીને થાકી ગયા. પણ થાય શું?

એવામાં જવાહરને એક તુક્કો સૂઝી આવ્યો. એટલે તેમણે એક ઊંચી બેઠક પર ઊભા થઈ જઈને એમનું સ્વાગત કરવા આવેલા લોકોને સંબોધીને કહ્યું:

"મિત્રો, મને માફ કરજો. હું આપ સૌની સાથે હાથ મિલાવી શકતો નથી. એથી કોઈનું અપમાન ન થઈ જાય એ માટે હું અમારા દેશની રીત પ્રમાણે આપ સૌનું સ્વાગત કરું છું."

એમ કહીને જવાહરે બે હાથ જોડીને 'નમસ્તે!' કહ્યું.

પછી તો જવાહરે એ જ રીત અખત્યાર કરી અને સૌને નમસ્તેનું મહત્ત્વ સમજાવવા માંડયું.

અમેરિકન લોકોને પણ એમાં મજા પડી. તેઓ પણ 'નમસ્તે' કહેતાં શીખી ગયા.

એ સાંભળીને જવાહર ચમકીને બોલી ઊઠયા :

"ઓ બાપ રે!"

જવાહરના પિતાશ્રીનું નામ પણ મોતીલાલ હતું!

પછી જવાહર એ બાળકને વાંસે વહાલભર્યો હાથ ફેરવીને આગળ વધ્યા.

## ૮૫
## શબ્દ સામે અણગમો

૧૯૬૩ના માર્ચની ૧૫મીએ જવાહર ભીલાઈથી જતા હતા. વચ્ચે તેઓ નાગપુર થોડો વખત રોકાયા હતા.

મોનેગાંવ વિમાની મથકે જવાહરે ડૉ. દેશમુખને મળવાની ઇચ્છા રાખી હતી. ડૉ. દેશમુખ એ તેમની કેબિનેટના એક વખતના સભ્ય હતા. ડૉ. દેશમુખને મળીને એમની શિક્ષણ-સંસ્થાની પ્રગતિ માટે જવાહર જાણવા માગતા હતા.

ડૉ. દેશમુખે શિક્ષણ-સંસ્થાની વાતો કરતાં કરતાં 'શ્રદ્ધાનંદ અનાથાશ્રમ'ની વાત કરી.

ત્યાં તો 'અનાથાશ્રમ' શબ્દ કાને પડતાં જ જવાહર અણગમો દર્શાવતા બોલી ઊઠયા :

"મને આ શબ્દ જરાયે ગમતો નથી! આ બીચારાં ભૂલકાંઓને નિષ્કારણ કલંક પહોંચાડતા હોઈએ એવું તમને એ નથી લાગતું? કેળવણીકારોએ આને બદલે વધારે યોગ્ય શબ્દ વહેલી તકે શોધી કાઢવો જોઈએ."

## ૮૬

## નમસ્તેનું માહાત્મ્ય!

જવાહર એક વાર અમેરિકા ગયા હતા. તેઓ આપણા દેશમાં જેટલા સૌના માનીતા છે તેટલા જ પરદેશમાં પણ સૌના પ્રિય નેતા છે.

એટલે જવાહર જ્યાં જતા ત્યાં સૌ ત્યાંના રિવાજ મુજબ એમની સાથે હાથ મિલાવવા આવતા. જવાહર આમ વારે વારે હાથ મિલાવી મિલાવીને થાકી ગયા. પણ થાય શું?

એવામાં જવાહરને એક તુક્કો સૂઝી આવ્યો. એટલે તેમણે એક ઊંચી બેઠક પર ઊભા થઈ જઈને એમનું સ્વાગત કરવા આવેલા લોકોને સંબોધીને કહ્યું:

"મિત્રો, મને માફ કરજો. હું આપ સૌની સાથે હાથ મિલાવી શકતો નથી. એથી કોઈનું અપમાન ન થઈ જાય એ માટે હું અમારા દેશની રીત પ્રમાણે આપ સૌનું સ્વાગત કરું છું."

એમ કહીને જવાહરે બે હાથ જોડીને 'નમસ્તે!' કહ્યું.

પછી તો જવાહરે એ જ રીત અખત્યાર કરી અને સૌને નમસ્તેનું મહત્ત્વ સમજાવવા માંડ્યું.

અમેરિકન લોકોને પણ એમાં મજા પડી. તેઓ પણ 'નમસ્તે' કહેતાં શીખી ગયા.

હવે જ્યારે જવાહર અમેરિકાથી વિદાય લેવાના હતા, ત્યારે એક મોટા સજ્જને જવાહરને વિમાન મથકે કહ્યું :

"સ્વાગત વખતે ભારતીય લોકો નમસ્તે કરે છે, તો વિદાય વખતે આપ લોકો શું કરો છો?"

વડા પ્રધાન જવાહરલાલજી વિમાનનાં પગથિયાં ચડતાં ચડતાં બોલ્યા :

"નમસ્તે!"

## ૮૭

## 'तो उस सत्ताको आग लगाईए'

ભાવનગર કોંગ્રેસ પૂરી થયા પછી જવાહરનું જાહેર પ્રવચન રાખવામાં આવ્યું હતું.

જે લોકો કોંગ્રેસના ઉચ્ચ ધ્યેયને બાજુએ મૂકી દઈને येन केन उपायेन કોંગ્રેસ ટિકિટ મેળવવા માટે પડાપડી કરતા હોય છે એવા લોકોની જવાહરે આ પ્રવચનમાં સખત ઝાટકણી કાઢતાં છેવટે કહ્યું :

"इस इलेक्शन हार जाये, कुछ परवाह नही, मगर काँग्रेसकी शान तो रहेगी।"

આ સાંભળીને મેદાનના દૂરના એક ખૂણામાંથી કોઈ જોરથી બોલી ઊઠ્યું :

"शान सत्ता नही लायेगी।"

એટલે જવાહર એની સામે ગર્જી ઊઠ્યા :

"तो उस सत्ता को आग लगाईए।"

૮૮

## વિદ્યાપીઠ અને ખાદી

'ગૂજરાત વિદ્યાપીઠ'ને યુનિવર્સિટી તરીકે માન્ય કરવા અંગે યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન સાથે વાટાઘાટો ચાલતી હતી. 'ગૂજરાત વિદ્યાપીઠ'માં ખાદી ફરજિયાત હોવાથી ગ્રાન્ટ્સ કમિશન વિદ્યાપીઠને માન્યતા આપવામાં આનાકાની કરતું હતું.

'ગૂજરાત વિદ્યાપીઠ'ના મહામાત્રશ્રી રામલાલભાઈએ આ બાબત તરફ જવાહરનું ધ્યાન ખેંચ્યુ, ત્યારે જવાહર બોલી ઊઠ્યા :

"सारे देशमेंसे खादी चली जाय तब भी विद्यापीठमें खादी रहनी चाहिए।"

૮૯

## 'ચરણ આપનાં ત્યાં વિરાજે......'

૬ઠ્ઠી નવેંબર ૧૯૬૩ને રોજ જવાહરલાલજી 'ગૂજરાત વિદ્યાપીઠ'ના પદવીદાન સમારંભ વેળાએ મુખ્ય મહેમાન તરીકે આવ્યા હતા.

પદવીદાન સમારંભ પૂરો થયા પછી 'ગૂજરાત વિદ્યાપીઠ'ના મહામાત્ર શ્રી રામલાલભાઈ પરીખને ત્યાં અડધો કલાક આરામનો રાખ્યો હતો.

મહામાત્રશ્રીના નિવાસસ્થાનના પગથિયાં ચડતાં જવાહરલાલજીએ શ્રી રામલાલભાઈના ખભે હાથ મૂકી એમને

રોકયા અને એમના મકાનની બાજુમાં રહેતા વિદ્યાપીઠના એક પટાવાળા સેવકને ઘેર તેઓ ગયા અને તેમનાં બાળકોને ફૂલહાર આપ્યા.

પછી જવાહર હસતાં હસતાં મહામાત્રશ્રીના ઘરમાં પ્રવેશ્યા.

૯૦

## 'મારી વાત માનીશ કે છોકરાની?'

જવાહરના અવસાનના સવા મહિના પહેલાંનો આ પ્રસંગ છે.

શ્રી મહાવીરત્યાગીજીને ત્યાં ટેલિફોન આવ્યો કે, આજે સાંજે પાંચ વાગે વડા પ્રધાન નેહરુજી તમને મળવા માગે છે.

ટેલિફોનની ખબર સાંભળીને અગિયાર વર્ષની ઉંમરના પૌત્ર અનિલકુમારે ત્યાગીજીને કહ્યું: "દાદા, તમને પ્રધાનપદું આપે તો ના લેતા."

ત્યાગીજીએ કહ્યું: "કેમ ન લઉં?"

અનિલ કહે: "જ્યારે બધા લોકોએ કામરાજ પ્લાનમાં પ્રધાનપદાં છોડી દીધાં તો તમારે માટે એ લેવું ઠીક નહિ ગણાય."

પોતાના પૌત્રની આવી સમજ જોઈને ત્યાગીજીને ખૂબ આનંદ થયો.

સાંજે પાંચ વાગે ત્યાગીજી વડા પ્રધાન નેહરુજીના નિવાસસ્થાને પહોંચી ગયા. જવાહરે લાગણીભર્યાં ગંભીર

અવાજે તેમની સાથે કાશ્મીર વગેરે વિષયો પર વાતો કરીને પછી કહ્યું: "હા, મારે તમારી સાથે ખાસ વાત તો એ કરવાની છે કે, પૂર્વ બંગાળના નિરાશ્રિતોની સમસ્યા ઘણી વિકટ બનતી જાય છે. હવે તમે પ્રધાનમંડળમાં આવીને તે બાબત હાથમાં લો.'

પ્રધાનમંડળમાંથી છૂટા થયાને સાત વર્ષનાં વહાણાં વાઈ ચૂક્યાં હતાં, છતાં ત્યાગીજીના દિલની બુઝાયેલી આગ ભભૂકી ઊઠી. દોસ્તોને ત્યાગીજી કહેતા કે પ્રધાનપદું ભોગવવાની મને જરાયે ઇચ્છા નથી. જવાહરની ઑફર સાંભળીને ત્યાગીજીએ બેધડક એમના પૌત્રની જ વાત જવાહરને કહી સંભળાવી.

જવાહર એ સાંભળીને ખૂબ હસ્યા. પછી તેમણે કહ્યું: "ઉમાના દીકરાએ આમ કહ્યું તો તું મારી વાત માનીશ કે છોકરાની?"

ત્યાગીજી અને જવાહર આપસની વાતચીતમાં એકબીજાને કોઈ વાર તું-તાંથી પણ બોલાવતા.

ત્યાગીજીએ કહ્યું: "જવાહરલાલજી, બીમારીને લીધે તમારું મગજ નબળું તો નથી પડી ગયુ ને? હું પાર્ટીનું કામ સારી રીતે બજાવી રહ્યો છું. શું તમારું પ્રધાનમંડળ પાર્ટીથી પણ વધારે અગત્યનું છે? લોકો મને શું કહેશે?"

જવાહરે હસતાં હસતાં કહ્યું: "શું કહેશે? લોકો તમને કહેશે કે આ ભાઈ ખૂબ બડાઈ હાંકતા હતા, પણ કસોટીનો સમય આવ્યો ત્યારે કાયરની માફક ભાગી ગયા!"

ત્યાગીજી પણ હસતાં હસતાં કહે: "લોકો તમને પણ કહેશે કે હું ખૂબ બડાઈ હાંકતો હતો તેથી પ્રધાન બનાવી મેં બંધ કરી દીધું!"

જવાહરે ટાપશી પુરાવતાં કહ્યું: "એ પણ ખરું! પરંતુ કેટલાક એમ પણ કહેશે કે, જુઓ, જવાહરલાલ કેટલા વિશાળ હૃદયના છે કે પોતાની ટીકા કરનાર માટે પણ જગ્યા રાખે છે!"

ત્યાગીજીએ પ્રધાનપદાનો ત્યાગ કર્યો હતો એ યાદ કરીને તેમણે જવાહરને પૂછ્યું: "તલ્લાક થઈ ગયા પછી પણ મિયાંબીબી શાદી કરી શકે?"

જવાહર હસતાં હસતાં કહે: ચાલચલગત સારી ન હોય તો તેમ પણ કરી શકે!"

ત્યાગીજીએ કહ્યુ: "તો પછી બંને ખરાબ ચાલચલગતના થયા, ખરું ને?"

જવાહર કહે: "બેવકૂફીભરી વાતો કરશો તો ફરીથી સાંભળવી પડશે."

ત્યાગીજી ગમ્મત કરતા કહે: "હવે ઠેકાણે આવ્યા! આજથી ૪૨ વર્ષ પહેલાં ૧૯૨૨માં લખનૌ જેલની ૬ નંબરની બરાકમાં તમે અમને ફ્રેંચ શીખવતા હતા. અમે તમને ક્લાસટીચર કહ્યા કરતા. એક વાર વારંવાર બતાવવા છતાં મારાથી એક શબ્દનો ઉચ્ચાર બરાબર થઈ શક્યો નહીં. આથી તમે મને 'ડેમ-ફૂલ' કહ્યો હતો. પછી ૧૯૨૪ સુધી તમે અમને સૌને 'તમે બધા બુધ્ધુ છો!' એમ કહ્યા કરતા. પછી અચાનક બુધ્ધુ કહેવાનું બંધ કરી બેવકૂફ, નાલાયક, અન્મેનર્લી, વગેરે કહેવા માંડ્યું. જ્યારે

તમારો નાયબ સંરક્ષણ પ્રધાન હતો, ત્યારે પણ તમે મને બેવકૂફ, નાલાયક કહેતા હતા. હવે પ્રધાનમંડળમાંથી કાઢતાં જ ત્યાગીજી અને મિસ્ટર ત્યાગી થઈ ગયો. જવાહરલાલજી, હવે તો તમે મને 'આપ' કહીને બોલાવો છો. મારો તમારો સંબંધ જ બદલાઈ ગયો છે! હવે હું તમારી કેબિનેટમાં કેવી રીતે આવું?"

જવાહર હસતાં હસતાં કહે: "તો શું તમને બેવકૂફ કહેવડાવવું પસંદ હતું?"

ત્યાગીજીએ કહ્યું: "હા, તેમાં મને મહોબત અને પ્યારની ગંધ આવે છે."

એ સાંભળીને જવાહર ખડખડાટ ખૂબ હસ્યા. પછી તેમની મસ્ત આંખો ત્યાગીજીની આંખોમાં પરોવતાં હેતથી બોલ્યા: "ભાઈ, મેં બેવકૂફ કહેવું એટલા માટે બંધ કર્યું કે સાચા દિલથી કરેલી મજાક પણ ઘણાને કડવી લાગે છે. કાણાને કાણો નહીં કહેવો જોઈએ."

પછી તો ખૂબ ખૂબ વાતો થઈ. છેવટે ત્યાગીજીએ પ્રધાનપદ સ્વીકારવાનું માન્ય રાખ્યુ.

## ૯૧
## જવાહરલાલ નેહરુ સામે દાવો

શ્રી મહાવીર ત્યાગીજી રેવન્યુ ઍંડ એકસપેંડીચર મિનિસ્ટર હતા ત્યારનો આ પ્રસંગ છે. તે વખતે ખાતાંના કોઈ ને કોઈ ખરચને મંજૂર કરવામાં મતભેદ પડતો ત્યારે ઘણી વાર તેમને કેબિનેટમાં જવું પડતું.

એક દિવસ ત્યાગીજી કૅબિનેટમાં ત્રણેક મિનિટ મોડા પડ્યા.

ત્યાગીજી અને જવાહર વચ્ચે ગાઢ મૈત્રીભર્યો જૂનો સંબંધ હતો. એટલે ગમ્મત કરવા ખાતર જવાહર ખોટો ખોટો રોષ બતાવતા બોલ્યા : "પ્રધાન થઈને સમય-મર્યાદા જાળવતા નથી?"

ત્યાગીજી પણ હસતાં હસતાં બોલ્યા : "તમારા ગૃહ-પ્રધાન ડૉ. કાત્જુને પૂછો કે શા માટે લોકસભામાં આવતાં મારા ગજવામાંથી ઘડિયાળ તફડાવીને પોતાના ગજવામાં મૂકી દીધી હતી? હું ઘડિયાળ વગરનો થઈ ગયો હોવાથી સમયનું ભાન શી રીતે રાખું?"

જવાહરે કહ્યું : "સારું, હું તમને ઘડિયાળ અપાવીશ."

આ વાતને બે વર્ષ વીતી ગયાં, પણ ઘડિયાળ મળી નહીં.

એક વાર રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદે રાષ્ટ્રપતિ-ભવનમાં કોઈ સમારંભના અવસર પર ચાપાણી રાખ્યાં હતાં. તે વખતે શ્રી ત્યાગીજીએ જવાહરનો હાથ પકડીને કહ્યું : "જરા રાજેન્દ્રબાબુ પાસે ચાલો."

રાજેન્દ્રબાબુ સામે જવાહરને ઊભા રાખીને ત્યાગીજી કહે : "રાષ્ટ્રપતિજી, એક દાવો છે : મહાવીર ત્યાગી વિરુદ્ધ જવાહરલાલ નેહરુ, તે પંડિત મોતીલાલ નેહરુના સુપુત્ર, જેઓ આપની અદાલતમાં હાજર છે."

જવાહર હસતાં હસતાં બોલ્યા : "ખટલો ચાલે તે પહેલાં આપસમાં સમજૂતી નહીં થઈ શકે?"

ત્યાગીજીએ કહ્યું : "નહીં; મારો દાવો એ છે કે આ સાહેબના હોમ-મિનિસ્ટર એક કાશ્મીરી સજ્જન છે, જેમણે ભરી પાર્લમેન્ટમાં મારા ખીસામાંથી ઘડિયાળ કાઢી લીધી છે. એક દિવસે મને પ્રધાનમંડળે પહોંચતાં મોડું થયું તો બીજા કાશ્મીરી વડા પ્રધાને મને ઘડિયાળ આપવાનો વાયદો કર્યો હતો. પરંતુ ઘણો વખત વીતી ગયા છતાં મને ઘડિયાળ મળી નથી! આ માટે આપને વિનંતી કે એમની સામે યોગ્ય પગલાં લેવાં જરૂરી છે."

જવાહરે રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ સમક્ષ ગરદન ઝુકાવીને હસતાં હસતાં કહ્યું : "આઈ પ્લીડ ગીલ્ટી — હું મારો દોષ કબૂલ કરું છું."

રાજેન્દ્રબાબુ પણ હસતાં હસતાં બોલ્યા : "હવે તમને ડીક્રી મળી ગઈ છે. અગર ઘડિયાળ નહીં મળે તો ફરી બજવણી કરી શકો છો."

વળતે દિવસે જવાહરે ત્યાગીજીને બોલાવીને એક કીમતી ઘડિયાળ ભેટ આપી.

## ૯૨

## 'ભૂતડી'ની ઘડિયાળ

જવાહરે ત્યાગીજીને જે કીમતી ઘડિયાળ ભેટ આપી હતી એની એક મજાની વાત છે :

એ ઘડિયાળ ત્યાગીજીને આપતાં જવાહરે કહ્યું : "જાણો છો, આ કોની છે? પેલી 'ભૂતડી'એ મને ભેટ આપી હતી."

મહાવીર ત્યાગીજીએ પૂછયું : "એ 'ભૂતડી' કોણ ?"

જવાહર કહે : "કેમ, તમે ભૂલી ગયા ? એક વાર પ્રાંતીય કૉંગ્રેસ કમિટિની કાર્યવાહીમાં તમે મને કહ્યું હતું કે, મારે (=જવાહરને) માથે ભૂતડી સવાર થઈ છે ?"

૨૦-૨૫ વર્ષ પહેલાં બનેલા પ્રસંગની યાદ હજી આટલી તાજી રહેલી જોઈને ત્યાગીજી નવાઈ પામ્યા.

વાત એમ હતી કે, આપણી આઝાદીની લડતના એ દિવસોમાં ચીનના નેતા શ્રી ચૅકાઈશેક હતા. ચીનની ક્રાંતિમાં તેમણે અગત્યનો ભાગ ભજવ્યો હતો. તે વેળાએ મેડમ ચૅકાઈશેક ભારત આવ્યાં હતાં. આઝાદી માટે લડનારા યુવાન ભારતવાસીઓએ એમનું સારું સ્વાગત કર્યું હતું.

તે દિવસે પ્રાંતીય કૉંગ્રેસ સમિતિની કાર્યવાહીમાં જવાહરે અડધો કલાક સુધી મેડમ ચૅકાઈશેક વિષે વાતો સંભળાવી.

શ્રી મહાવીર ત્યાગી સમિતિના મંત્રી હતા. જવાહરને આમ લંબાણથી મેડમ ચૅકાઈશેક વિષે બોલતા જોઈને એમને જરા રોષ ચડયો. તેમણે જવાહરને વચ્ચેથી અટકાવીને કહ્યું : "હજી બીજી ઘણી બાબતો વિચારવાની છે. આ મેડમ ચૅકાઈશેક ભૂતડીની માફક તમારે માથે ચડી બેઠી છે કે શું ? એની જ વાતોમાં બધો વખત બરબાદ કર્યો !"

શ્રી ગોવિંદ વલ્લભ પંતજી, આચાર્ય નરેન્દ્રદેવ, ટંડનજી વગેરે એ સાંભળીને ખડખડાટ હસી પડયા. જવાહર પણ હસી પડયા.

એ ઘડિયાળ લેતાં ત્યાગીજી કહે : "આ મેડમ ચૅકાઈશેક તમારા મનથી ઊતરી ગઈ, તો તેની ઘડિયાળ મારા ભાગે આવી !"

## ૯૩

## કૉંગ્રેસના સભ્યો — ચાર આનાવાળા

૧૯૬૪ની જાનેવારીમાં મળેલી ભુવનેશ્વરની કૉંગ્રેસ વખતે જવાહરની તબિયત એકાએક બગડી હતી. પછી તેઓ વધારે ને વધારે અશક્ત થતા ગયા.

એ વખતે એક વાર કૉંગ્રેસ પાર્લમેન્ટરી પાર્ટીની બેઠક જવાહરના નિવાસસ્થાને બોલાવી હતી.

સદાય હસમુખા એવા જવાહરનો નબળો પડી ગયેલો ચહેરો જોઈને સૌ સભ્યો ઢીલા પડી ગયા. સૌના દિલમાં ઉદાસીનતા વ્યાપી ગઈ. વાતાવરણ ગંભીર બની ગયું.

શ્રી મહાવીર ત્યાગીજીએ આ જોયું. તેમને થયું કે સૌને આમ ઉદાસીન અને મૌન જોઈ જવાહરના પણ દિલ પર એની અસર પડશે. તેથી વાતાવરણને જરા હળવું કરવા તેમણે વિચાર્યું.

ત્યાગીજી પોતાની જગ્યાએથી ઊઠીને જવાહરની બાજુની ખુરશી પર જઈને બેઠા. પછી તેમણે હાથ લંબાવી જવાહરના ખિસ્સામાંથી સુંદર બૉલપેન ધીમેથી તફડાવીને પોતાના ખીસામાં મૂકી દીધી.

ત્યાગીજી બોલ્યા: "પાર્ટીની તમને સલાહ છે કે તમારે વધારે કામ કરવું નહીં. પરંતુ જ્યાં સુધી આ કલમ તમારા હાથમાં છે ત્યાં સુધી તમને આરામ મળવાનો જ નથી. માટે જેનું ખીસું તેની કલમ!"

જવાહર હસતાં હસતાં કહે: "સારું ભાઈ, સારું; અઘરો શા માટે? લઈ લો."

પછી પેન હાથમાં લઈને ત્યાગીજી જોવા લાગ્યા. પેન જર્મનીની વિલ્સન રજિસ્ટર્ડ હતી. પરંતુ ગમ્મત કરવા ખાતર ત્યાગીજી બોલ્યા: "શરમ નથી આવતી? છો તો ભારતના વડાપ્રધાન અને ચાર આનાવાળી પેન?"

જવાહર હસતાં હસતાં કહે: "કોંગ્રેસના સભ્યો પણ ચાર આનાવાળા જ કહેવાય છે ને?"

ગંભીર વાતાવરણ હળવું હળવું બની ગયું. બધે હાસ્યનું મોજું ફરી વળ્યું.

## ૯૪
## પ્રતિજ્ઞા પૂરી કરી

૧૯૩૭ની સાલમાં જવાહર ચૂંટણી ઝુંબેશ અંગે દેશભરમાં ઘૂમી રહ્યા હતા. એવામાં મલબાર જતાં રસ્તામાં એમના વિમાનને મારમાંગોવા ઉતારવાની ફરજ પડી. કારણ કે વિમાનમાં પેટ્રોલ ભરવાની જરૂર હતી.

જવાહરનું વિમાન મારમાંગોવા ઊતરવાનું છે એની પહેલાંથી કોઈને ખબર હતી જ નહીં. છતાં કોણ જાણે કેમ ગોવાના લોકોને ખબર પહોંચી ગઈ કે વિમાન ત્યાં ઊતર-

વાનું છે! એટલે પછી નેહરુચાચા પાછળ ઘેલી જનતાનું પૂછવું જ શું? લોકોનાં તો ટોળેટોળાં વિમાની મથકે જોતજોતામાં ઊભરાવાં લાગ્યાં.

ફિરંગી પોલીસોએ આ પરિસ્થિતિને પહોંચી વળવા માટે તાકીદનાં પગલાં ભરવા માંડયાં. કોઈ માણસ વિમાની મથકમાં દાખલ ન થઈ જાય એ માટે આજુબાજુ સખત પહેરો ગોઠવી દીધો.

પરંતુ કોણ જાણે કેવી રીતે એક નાનકડી છોકરી પોલીસ તેમ જ અધિકારીઓની નજર ચુકાવીને જવાહર પાસે પહોંચી ગઈ!

તેણે નેહરુચાચાને વંદન કરી હાર પહેરાવ્યો અને એમના હાથમાં એક ચિઠ્ઠી સરકાવી દીધી!

આખું ગગન 'જવાહરલાલ નેહરુકી જય' ના નાદથી ગાજી ઊઠ્યું.

જવાહરે બાળાને હેતથી ઊચકી લઈને મીઠી ચૂમી કરી.

પછી જવાહર પેલી ચિઠ્ઠી વાંચવા જતા હતા એવામાં એક ફિરંગી અધિકારી દોડતો ત્યાં ધસી આવ્યો અને જવાહરને કહેવા લાગ્યો : "આપ ચિઠ્ઠી નહીં વાંચી શકો."

જવાહરે જરા ચિડાઈને કહ્યું : "શા માટે નહીં વાંચી શકું? હું ભણેલોગણેલો છું."

એમ કહીને જવાહરે વાંચવા માંડયું :

"પંડિતજી, ગોવાની આઝાદીને પણ ભૂલશો નહીં."

ત્યાં તો પેલો ફિરંગી અધિકારી એમના હાથમાંથી ચિઠ્ઠી છીનવી લેવા લાગ્યો, એટલે જવાહરે એ ચિઠ્ઠી ફાડી નાખતાં કહ્યું : "આ મારી મિલકત છે. અને એનું મન ફાવે તે કરવાનો મારો અધિકાર છે."

પછી જવાહરે જાહેર કર્યું કે, "ગોવા આઝાદ થશે એ પછી જ આ ધરતી પર પગ મૂકીશ."

છેવટે ગોવા આઝાદ થયુ અને ૧૯૬૩ના મે મહિનામાં જવાહરે ગોવાની ધરતી પર પગ મૂક્યો.

આમ, વર્ષો પહેલાં લીધેલી પ્રતિજ્ઞા આખરે પૂર્ણ થઈ.

## ૯૫
## નેહરુચાચાનો બાળકોને પત્ર

દિલ્હીથી 'શંકર્સ વીકલી' નામનું સામયિક પ્રગટ થાય છે. એ સામયિક અવારનવાર બાળકો માટે ખાસ અંક પ્રસિદ્ધ કરે છે. એક વાર એના તંત્રીશ્રી શંકરે જવાહરને આ ખાસ અંકમાં બાળકોને ઉદ્દેશીને લખવા વિનંતી કરી હતી. એ પત્ર બાળકોના નેહરુચાચાનો સારો પરિચય આપે એવો છે. નેહરુચાચા લખે છે :

"વહાલાં બાળકો,

"શંકરે મને પોતાના અઠવાડિક પત્રમાં બાળકોના વિભાગ માટે કાંઈક લખવા કહ્યું. એક નબળી ઘડીએ, તેના અઠવાડિક કરતાં વધુ તો બાળકોનો વિચાર કરીને, મેં લખવાનું વચન ઉતાવળમાં આપી દીધું હતું !

"હું શું લખું? કઈ બાબત વિષે લખું તેની મેં ખૂબ મૂંઝવણ અનુભવી. મને બાળકો સાથે રહેવું અને તેમની સાથે વાતો કરવી ગમે છે, અને વધુ તો તેમની સાથે રમવું ગમે છે. એમ કરતાં ઘડી માટે હું ભૂલી જાઉં છું કે હું પોતે તો એક મોટો વૃદ્ધ માણસ છું, અને એ પણ ભૂલી જાઉં છું કે મારા બાળપણનાં વર્ષો વીતી ગયાં છે; પણ જ્યારે હું તમારા માટે લખવા બેસું છું ત્યારે હું મારી ઉંમર તથા આપણા બે વચ્ચેનું અંતર ભૂલી ન જ શકું.

"વૃદ્ધ લોકોને નાનાંઓને ઉપદેશ અને સારી સલાહ આપવાની ટેવ હોય છે. ઘણા ઘણા વખત પહેલાં, જ્યારે હું એક નાનો કુમાર હતો, ત્યારે મને આ જરાય ગમતું નહોતું, એ મને બરોબર યાદ છે. એટલે હું ધારું છું કે, તમને પણ સલાહ અને ઉપદેશ કોઈ આપે એ ગમતું નહિ હોય.

"મોટી ઉંમરના લોકોને પોતે વધારે ડાહ્યા છે એવો દેખાવ કરવાની ટેવ હોય છે, જો કે આમાંથી બહુ થોડાઓ તેવું ડહાપણ ખરેખર ધરાવતા હોય છે. હજી, હું પોતે ડાહ્યો છું કે નહિ તે મેં નક્કી નથી કર્યું. કોઈક વખત, બીજાઓને સાંભળીને મને એમ થાય છે કે હું પોતે ખૂબ ડાહ્યો, હોશિયાર અને અગત્યનો માણસ હોઈશ. પછી, પોતાની જાત તરફ જોતાં, મને એમાં શંકા આવે છે. અને એમ છતાં પણ જે લોકો ડાહ્યા હોય છે તેઓ પોતાના ડહાપણની વાત કરતાં નથી અને પોતે બીજાથી જાણે કે ચડિયાતા હોય તેમ વર્તતા નથી.

"તેથી, તમારે શું કરવું જોઈએ અને શું ન કરવું જોઈએ તે વિષે તમારી સામે સલાહની લાંબી હારમાળા ધરવાની મારી ઇચ્છા છે જ નહિ. તમારા શિક્ષકો અને બીજાઓ પાસેથી આ તો તમને પૂરતા પ્રમાણમાં મળ્યા જ કરતું હશે એમ હું ધારું છું, અને વળી હું પોતે ચઢિયાતો માણસ છું એમ પણ મારે ધારી ન લેવું જોઈએ.

"તો પછી મારે શેના વિષે લખવું? તમે જો મારી સાથે હોત તો આ આપણી સુંદર દુનિયા વિષે તેમ જ પુષ્પો, વૃક્ષ, પક્ષી, પ્રાણી અને તારાઓ અને પર્વતો, અને હિમપર્વતો તથા દુનિયામાં આપણી આજુબાજુની બીજી અદ્ભુત ચીજો વિષે વાત કરવાનું મને ગમત. આપણી ચોતરફ આ સૌન્દર્ય ભર્યું પડ્યું છે, અને એમ છતાં, જેઓ તમારાથી ઘણા મોટા છે એવા અમે ઘણી વાર એને ભૂલી જઈએ છીએ અને અમારા કામકાજમાં ડૂબી જઈએ છીએ અને માનીએ છીએ કે, અમે ખૂબ અગત્યનું કામ કરી રહ્યા છીએ!

"હું આશા રાખું છું કે, તમે વધુ સમજણ દાખવશો અને જે સૌન્દર્ય અને જીવન આપણને વીંટળાઈને રહ્યું છે એ તરફ તમારી આંખ તથા કાન ખુલ્લાં રાખશો.

"તમે ફૂલને તેમના નામથી અને પક્ષીને તેમના ગાનથી ઓળખી શકો છો? જો તમે વહાલથી અને દોસ્તીના ભાવથી તેમના પ્રત્યે જોતા થશો, તો તેમની સાથે અને કુદરતમાંની દરેક વસ્તુ સાથે મિત્રતા બાંધવી કેટલી સહેલી છે એ તમને માલૂમ પડશે.

"ઘણા વખત પહેલાં તમે પરીઓની વાતો અને બીજી પણ ઘણી વાર્તાઓ વાંચી હશે. પણ દુનિયા પોતે જ બધી લખાયેલી પરીકથાઓ અને સાહસકથાઓમાં સૌથી શ્રેષ્ઠ કથા છે. ફક્ત, આપણી પાસે જોવાને દૃષ્ટિ, સાંભળવાને કાન અને દુનિયાનું જીવન અને સૌન્દર્યને સમજે તેમ જ ગ્રહણ કરે એવું માનસ જોઈએ.

"પુખ્ત ઉંમરના લોકોને પોતાની જાતને વાડામાં અને વર્ગોમાં વિભાજિત કરવાની વિચિત્ર ટેવ હોય છે. તેઓ પોતે વાડા ઊભા કરે છે અને પછી એમ માને છે કે જે લોકો આ અમુક વાડાની બહાર છે તે પારકા છે, અજાણ્યા છે અને તેમના પ્રત્યે પોતે અણગમો દાખવવો જ જોઈએ. ધર્મના વાડા છે તેમ જ નાતના, વર્ણના, રાજકીય પક્ષના, દેશના, પ્રાંતના, ભાષાના, રીતરિવાજોના અને શ્રીમંતાઈ તથા ગરીબાઈના વાડાઓ—આમ અનેક પ્રકારના વાડાઓ અને વર્ગો ઊભા કરવામાં આવેલા હોય છે. આમ એ લોકો પોતે જ રચેલા એ વર્તુળમાં—જેલમાં—પુરાઈને રહે છે.

"સારા નસીબે બાળકોને માણસ જાતને એકમેકથી અલગ કરે એવા આ વાડાઓની બહુ ખબર હોતી નથી. એ લોકો એકબીજા સાથે રમે છે અને કામ કરે છે તથા પોતે જ્યારે મોટા થાય છે ત્યારે જ પોતાના વડીલો પાસેથી આ વાડાઓનું જ્ઞાન તેઓ મેળવે છે. તમે મોટા થતાં ખૂબ વખત લેશો—જલદી મોટા નહિ થઈ જાઓ એવી હુ આશા રાખું છુ.

"હું હમણાં જ અમેરિકા, કેનેડા અને ઇંગ્લંડ જઈ આવ્યો. દુનિયાની સાવ બીજી બાજુ તરફની આ લાંબી મુસાફરી હતી. ત્યાં પણ અહીંનાં જેવાં જ બાળકો મેં જોયાં અને તેથી મેં તેમની સાથે સહેલાઈથી મિત્રતા બાંધી અને જ્યારે પણ તક મળી ત્યારે તેમની સાથે હું થોડુંક રમ્યો પણ ખરો. મોટા લોકોની સાથેની મારી વાતો કરતાં તે વાતો ઘણી વધારે રસપ્રદ હતી, કેમ કે, બાળકો બધે જ સરખાં હોય છે. વડીલો જ આ બાળકો એકમેકથી બહુ જુદાં છે એમ માને છે અને જાણી કરીને તેમને એવાં બનાવે છે!

"થોડા મહિના પહેલાં જાપાનનાં બાળકોએ મને એક હાથી મોકલવા લખેલું. હિંદુસ્તાનનાં બાળકો વતી મેં તેમને એક સુંદર હાથી મોકલેલો. આ હાથી માઇસોરનો હતો અને દરિયા માર્ગે તેને જાપાન લઈ જવામાં આવ્યો હતો. જ્યારે તે ટોકિયો પહોંચ્યો ત્યારે હજારોની સંખ્યામાં બાળકો તેને જોવા આવ્યાં. એમાંનાં ઘણાંયે હાથી કદી જોયો નહોતો. તેથી આ ઉમદા પ્રાણી તેમને મન ભારતનું એક પ્રતીક થઈ ગયું અને તેમની તેમ જ ભારતનાં બાળકોની વચ્ચે તે હાથી એક કડી જેવો બની ગયો.

"જાપાનનાં બધાં બાળકોને આપણી આ ભેટે એટલો આનંદ આપ્યો અને તેમને આપણા દેશ વિષે વિચાર આવ્યો તે જાણી હું ખૂબ ખુશ થયો. તેથી, આપણે તેમના દેશ વિષે અને દુનિયાના બીજા ઘણા દેશો વિષે વિચાર કરવો જોઈએ અને યાદ રાખવું જોઈએ કે, બધે જ તમારી જેવાં બાળકો– નિશાળે જતાં, રમતાં, કોઈક વખત ઝઘડતાં, પણ હંમેશ પાછી

દોસ્તી કરતાં — એકસરખાં જ બાળકો છે. તમારી ચોપડીઓમાં તમે તે દેશો વિષે વાંચી શકો છો અને તમે જ્યારે મોટાં થશો ત્યારે તમારામાંથી ઘણાં ત્યાં જશો. ત્યાં તમે મિત્ર તરીકે જશો તો ત્યાં તમને પણ મિત્રો — અભિવાદન કરતા મિત્રો — મળશે.

"તમને ખબર હશે કે આપણી વચ્ચે એક ખૂબ મહાન માનવી હતા. તે 'મહાત્મા ગાંધી'ના નામે ઓળખાતા. પણ આપણે તેમને પ્યારથી 'બાપુજી' કહેતા હતા. તે ઘણા જ શાણા હતા, પણ તેઓ પોતાના ડહાપણનો કદી દેખાવ નહોતા કરતા. તેઓ ઘણી બાબતોમાં સાવ સાદા અને બાળક જેવા હતા તથા બાળકોને તેઓ ખૂબ પ્યાર કરતા હતા. તેઓ બધાના મિત્ર હતા અને દરેક જણ, કિસાન કે કારીગર, ગરીબ કે તવંગર, તેમની પાસે આવતા અને હંમેશાં મૈત્રીભર્યો આવકાર આપતા. ભારતના બધા જ લોકોના તેઓ મિત્ર હતા, એટલું જ નહિ પણ, દુનિયાના બીજા ભાગના લોકોના પણ તેઓ મિત્રસમાન હતા. કોઈનો તિરસ્કાર ન કરવો, કોઈની સાથે ઝઘડવું નહીં, પણ એકબીજા સાથે રમવું અને આપણા દેશની સેવામાં સહકાર આપવો એવું તેમણે શીખવ્યું હતું. તેમણે એમ પણ શીખવેલુ કે આપણે કશાનો ડર ન રાખવો અને આનંદથી તેમ જ સ્મિતપૂર્વક દુનિયા પ્રત્યે અભિમુખતા દાખવવી.

"આપણો દેશ ઘણો મોટો દેશ છે અને આપણે બધાએ ઘણું કામ કરવાનું છે. જો આપણે દરેક જણ પોતાના ભાગે આવેલું થોડું સરખું પણ કામ કરીએ તો તેનો સરવાળો

ઘણો મોટો થાય અને દેશ ખૂબ સમૃદ્ધ બને અને ઝડપથી પ્રગતિ કરે.

"તમે મારી સામે બેઠાં હો એમ મેં આ પત્રમાં તમારી સાથે વાતો કરવાનો પ્રયત્ન કર્યો છે અને ધાર્યા કરતાં આ પત્ર વધારે લાંબો લખાયો છે."

## ૯૬
## નેહરુચાચાની અધૂરી ઇચ્છાઓ

જવાહર આમ તો આપણા આઝાદ ભારત દેશના માનીતા વડા પ્રધાન હતા. પરંતુ બાળકોના તો તેઓ વહાલા નેહરુચાચા જ હતા.

નેહરુચાચા સાથે બાળકો છૂટથી હળીમળી જતાં; નેહરુચાચા પણ બાળકો સાથે બાળક જેવા જ બની જતા. નેહરુચાચાને ઘણાં બાળકો પત્રો પણ લખતાં હતાં. નેહરુચાચા પણ ખૂબ ખૂબ કામમાં ખૂંપેલા હોય, દેશના અને જાતજાતના અને ભાતભાતના જટિલ પ્રશ્નો બધાને મૂંઝવતા હોય, છતાં બાળકોને નેહરુચાચા તેઓ સમજી શકે એવી મીઠી અને સરળ ભાષામાં અચૂક જવાબ આપતા.

એક વાર એક બાળકે નેહરુચાચાને પ્રશ્ન પૂછચો:

"નેહરુચાચાજી, આપની કઈ કઈ ઇચ્છાઓ હજી અધૂરી છે?"

નેહરુચાચાએ જવાબમાં લખ્યું:

"૧. મને થાય છે કે હું છાનોમાનો કોઈ શેરડીના ખેતરમાં ઘૂસી જાઉં અને શેરડીના સાંઠા તોડીને ચૂસ્યા કરું.

"૨. ટાંગામાં બેસીને દિલ્હીના ચાંદની ચોકનાં દૃશ્યો જોતો નીકળું.

"૩. કોઈ ચાની હોટેલ પાસે ઊભો રહીને ક્રિકેટની કોમેન્ટ્રી સાંભળ્યા કરું.

"૪. રાતે છાનોમાનો ઘરમાંથી નીકળી જઈને કોઈક બગીચામાં બેઠો બેઠો કવિતા લખું.

"એક મજાનું માસિક કાઢું, જેના પર લખેલુ હોય: 'સંપાદક જવાહરલાલ નેહરુ'."

## ૯૭
## જવાહરનું સૌજન્ય

જવાહરના નિધનનાં દશ વર્ષ પહેલાંની આ વાત છે. શ્રી. એન. આર. પિલ્લે નામના એક ભાઈ વિદેશ ખાતામાં તે વખતે કામ કરતા હતા.

એક દિવસ સવારમાં વડાપ્રધાન શ્રી જવાહરલાલજીનું એમને તેડું આવ્યું. શ્રી એન. આર. તરત જ નેહરુજીના કાર્યાલયમાં ગયા. કાર્યાલયમાં એ ભાઈ પ્રવેશ્યા કે જવાહરે એમની સામે જોઈને સ્મિત કર્યું.

જવાહરલાલજીએ કહ્યું: "હું તમને મારા વસિયતનામાના સાક્ષી રાખવા ઇચ્છું છું."

એ વખતની પોતાની સ્થિતિ વર્ણવતાં શ્રી. એન. આર. પિલ્લેજી લખે છે: "આ સાંભળીને હું તો સ્તબ્ધ

જ બની ગયો! વસિયતનામાની વાત સાંભળીને એક અણગમતું દૃશ્ય મારી આંખ સામે આવીને ખડું થઈ ગયું. પરંતુ પંડિતજીને શાંત-સ્વસ્થ જોઈને મેં મારી જાતને સંભાળી લીધી.”

તે વેળાના ગૃહપ્રધાન ડૉ. કાત્જુ અગાઉથી આવીને ત્યાં બેઠા હતા. તેઓ વસિયતનામાના પ્રથમ સાક્ષી હતા.

એ લોકોની સમક્ષ વસિયતનામાની વિધિ કરવામાં આવી.

પ્રથમ જવાહરે પોતે એના પર સહી કરી. તે પછી એ બંને સાક્ષીઓએ એના પર સહી કરી.

પછી પિલ્લેજી પોતાના ખંડમાં ગયા. તેઓ અપૂર્વ એવી આનંદમિશ્રિત બેચેની અનુભવી રહ્યા. તેમને થયુ કે, ‘હું કંઈ પંડિતજીના મિત્રમંડળમાં નહોતો, છતાં એમના જેવા મહાન માણસના ઐતિહાસિક મૂલ્ય ધરાવતા વસિયતનામાના સાક્ષી બનવાનું માન મને મળ્યું!’

વસિયતનામામાં શું લખ્યું હતું એ શ્રી પિલ્લેજી જાણતા નહોતા. એમને થયુ કે, એમાં અંગત બાબતો હશે, જે બહારના માણસને જણાવવાની નહિ હોય. પરંતુ એમની એ ધારણા ખોટી નીવડી.

સાંજે શ્રી પિલ્લેજી પોતાની ઑફિસેથી ઘેર જવાની તૈયારીમાં હતા એવામાં પંડિતજી એમની રૂમમાં દાખલ થયા. આમ તો તેઓ ઘણી વાર આવતા, એટલે પિલ્લેજીને થયું કે, ઑફિસના કોઈ કામ બાબતમાં સૂચના આપવા આવ્યા હશે.

પરંતુ વાત બીજી જ નીકળી!

જવાહરે કહ્યું: "એન. આર! સવારે તમે મારા વસિયતનામા પર સહી કરી છે. પરંતુ એમાં શું લખ્યું છે એ તમે જાણતા નથી. લો, આ રહ્યું એ વસિયતનામું. ઘેર લઈ જજો, અને સવારે પરત કરજો."

વસિયતનામું એમના હાથમાં મૂકી, નમસ્તે કહીને જવાહર ચાલતા થયા.

આ પ્રસંગનું સ્મરણ કરી શ્રી પિલ્લેજી લખે છે:

'હું તો આભો જ બની ગયો! કંઈ બોલવાનુંયે મને સૂઝયું નહીં!

'મને વિચાર આવ્યો કે, વસિયતનામા પર સહી કરવાનું મારું કામ તો એક ઔપચારિક વિધિ હતી. એમાં શું લખ્યું છે એ જાણવાનો મને હક મળી જતો ન હતો. પરંતુ પંડિતજી માનતા હતા કે સહી કરનારે જાણવું જોઈએ કે વસિયતનામામાં શું છે; અને એવો કીમતી દસ્તાવેજ હું આરામથી વાંચી શકું એટલા માટે ઘેર લઈ જવા માટે મને તેમણે આપ્યો!

'પંડિતજી આવા હતા! સૌજન્યથી ભરપૂર માનવીય સંબંધોમાં બીજા માણસો સાથે શી રીતે વર્તવું એ પંડિતજી જાણતા હતા. એટલે જ એમની સેવા કરવાનું સદ્ભાગ્ય જેમને પ્રાપ્ત થયુ છે તેમનાં હૃદય પંડિતજી પ્રત્યેના પ્રેમ અને શ્રદ્ધાથી છલોછલ છે.'

## ૯૮
## 'મારે હિમશિખરો જોવાં છે'

જવાહરનું અચાનક અવસાન ૨૭મી મે ૧૯૬૪ને રોજ થયું. અવસાન પહેલાં બેત્રણ દિવસનો આરામ લેવા જવાહર તા. ૨૩મીએ દહેરાદૂન ગયા હતા.

દહેરાદૂનમાં શ્રી ભારદ્વાજ નામના અખિલ ભારતના એક ઉચ્ચ કોટિના ફોટોગ્રાફર રહે છે. એમને ત્યાં તા. ૨૫મી મેને દિને કોઈ એક અધિકારીએ આવીને કહ્યું :

"તમારી પાસે હિમાલયની જે તસવીરો છે તે નેહરુજી જોવા ચાહે છે; તેથી તમારી પાસે હિમાલયને લગતું જે કાંઈ હોય તે લઈને તમે એમની પાસે સાંજની વેળાએ આવજો એમ નેહરુજી ઇચ્છે છે."

બન્યું હતું એવું કે તે સવારે જ્યાં બધાં બારીબારણાં બંધ હોય છે એવા એરકંડિશન્ડ ઓરડામાં જાણે કે જવાહર અકળામણ અનુભવતા હોય એવી બેચેની દાખવવા લાગ્યા. આ અંધિયાર વાતાવરણમાંથી છૂટવા માટે હિમાલયનાં હિમશિખરો નજરે નિહાળવાની તીવ્ર ઇચ્છા તેમણે વ્યક્ત કરતાં કહ્યું :

"મારે હિમશિખરો જોવાં છે."

જવાહરની આવી નાજુક તબિયતમાં અને દહેરાદૂનમાં બેઠાં બેઠાં તેમની આ ઇચ્છા તૃપ્ત કરવાનું અશક્ય જેવું હતું.

એવામાં ત્યાં હાજર રહેલા એક જણે કહ્યું : "અહીં બેઠાં બેઠાં હિમાલયનાં શિખરો પ્રત્યક્ષ નિહાળવાનું શક્ય

નથી. પરંતુ અહીં એક બહુ જાણીતા ફોટોગ્રાફર શ્રી ભારદ્વાજ છે. તે હિમાલયના પ્રદેશમાં બહુ સારું ફરેલા છે અને તેમણે હિમાલયનાં રોમાંચક, મનોહર દશ્યોની અનેક તસવીરો લીધી છે. આ માટે તેમને અનેક પારિતોષિકો અને ચંદ્રકો મળ્યાં છે. તો આપની ઇચ્છા હોય તો તેમને હું અહીં પોતાના સંગ્રહ સાથે આપની પાસે આવી જવા કહેવરાવું."

જવાહર આ સાંભળીને બહુ રાજી થયા અને સાંજની વેળાએ તેમના નિવાસસ્થાને આવવાનું કહેણ મોકલવા તેમણે કહ્યું.

અધિકારીની વાત સાંભળીને ભારદ્વાજ ખૂબ આનંદ પામ્યા. તે થોડા વખત પર જ મુંબઈથી એમનું સ્લાઈડ-પ્રોજેક્ટર અને ભારતનાં સુંદર દશ્યોની ચુનંદી સ્લાઈડોનો સંપુટ લઈ આવ્યા હતા. વળી દહેરાદૂનનાં જંગલોના સંશોધનને લગતી સંસ્થામાંથી મોટો પડદો સદ્‌ભાગ્યે એમને મળી ગયો. સ્લાઈડોમાં હિમાલયનાં દશ્યો, ગંગાજમનાના પ્રદેશો, તીર્થધામો, ફૂલોની ખીણ—વેલી ઑફ ફ્લાવર્સ, વગેરે અનેક ભવ્ય સ્થળોની તસવીરો હતી.

આ બધી સામગ્રી લઈને ભારદ્વાજ નક્કી કરેલા સમયે જવાહરના નિવાસસ્થાને આવી પહોંચ્યા.

જવાહર જે ઓરડામાં બેઠા હતા ત્યાં ભારદ્વાજે પ્રવેશ કર્યો, એટલે એમને જોઈને જવાહરે બહુ ભાવપૂર્વક આવકાર આપ્યો.

એ ઓરડામાં શ્રી ઇંદિરાબહેન ગાંધી, દહેરાદૂનના કમિશનર, તેમનાં પત્ની અને બાકી તેમના રસાલાના થોડા માણસો — એમ ગણ્યાગાંઠ્યા લોકો હતા.

ભારદ્વાજે સ્લાઇડ-પ્રોજેક્ટર અને તેની સાથે થોડે દૂર પેલો પડદો ગોઠવ્યાં. બત્તીઓ ઓલવવામાં આવી અને એક પછી એક સ્લાઇડને પ્રોજેક્ટરમાં તે ગોઠવતા ગયા અને કાઢતા ગયા.

પડદા ઉપર પડતી તેની છાયા — એટલે જુદાં જુદાં દશ્યોની છબીઓ — જવાહર એકધ્યાનથી તલ્લીન બનીને જોતા રહ્યા. જાણે કે જવાહરનુ ચિત્ત સમસ્ત ભારતની ભૂમિ ઉપર અને હિમાલયના ઉત્તુંગ હિમશિખરો ઉપર ઉડ્ડયન કરી રહ્યુ ન હોય!

આ પ્રમાણે લગભગ એક કલાક પસાર થઈ ગયો. એટલે ઇંદિરાબહેને વધારે સ્લાઇડ ન મૂકવા સૂચવ્યુ અને જણાવ્યુ કે, 'પંડિતજીને આરામનો સમય થયો છે.'

એ સૂચના મળતાં ભારદ્વાજે સ્લાઇડ બતાવવાનું બંધ કર્યું અને ઓરડાની બત્તી સળગાવી.

ઓરડામાં પ્રકાશ થતાં જવાહર હાથ જોડીને ભારદ્વાજ સામે સ્મિતભર્યા ભાવથી જોઈ રહ્યા હતા.

ભારદ્વાજે જવાહરને માથું નમાવી વંદન કર્યું.

જવાહરે ભારદ્વાજના વંદન કરવા જોડાયેલા હાથને ચૂમી ભરી.

ભારદ્વાજ કૃતકૃત્ય થઈ ગયા. એમને થયુ કે, મારા જીવન-ભરની કલા-ઉપાસના આજે સાચા અર્થમા કૃતાર્થ બની ગઈ.

૯૯

# જવાહરનું વસિયતનામું

જવાહરે ૧૯૫૪માં પોતાનું વસિયતનામું લખી રાખ્યું હતું. તેમના અવસાન પછી એ વસિયતનામાનો અમુક ભાગ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. એ નીચે મુજબ છે:

'ભારતની જનતા તરફથી મને એટલાં તો સ્નેહ અને ચાહના મળ્યાં છે કે, હું ગમે તે કરું તોપણ એ ઋણ અંશમાત્ર પણ ચૂકવી શકાય એમ નથી. અને ખરેખર, સ્નેહ જેવી મૂલ્યવાન વસ્તુનું ઋણ ચૂકવી પણ ન શકાય.

'અનેક લોકોની પ્રશંસા થઈ છે, કેટલાક લોકો પ્રત્યે પૂજ્યભાવ પણ બતાવ્યો છે; પરંતુ ભારતની જનતાના તમામ વર્ગોનો સ્નેહ મને એટલા તો વિપુલ પ્રમાણમાં સાંપડ્યો છે કે એથી હું લાગણીવશ બની જાઉં છું. હું તો માત્ર એટલી જ આશા રાખું છું કે મારા જીવનનાં બાકીનાં વરસોમાં હું મારા દેશબાંધવોને અને તેમના સ્નેહને અપાત્ર ન બનું.

'મારા અસંખ્ય બિરાદરો અને સાથીઓનો તો હું આથીયે વધારે ઋણી છું. અમે મહાન કાર્યોમાં સંયુક્ત ભાગીદાર રહ્યા છીએ અને એમાંથી અનિવાર્યપણે નીપજતા આનંદ અને શોકના સમભાગી બન્યા છીએ.

'હું સાચા હૃદયથી જાહેર કરવા માગું છું કે, મારા મૃત્યુ બાદ કોઈ પણ ધાર્મિક વિધિ કરવામાં આવે તેવું હું ઇચ્છતો નથી. હું એવી કોઈ વિધિમાં માનતો નથી; અને

એક આચાર તરીકે પણ એવી વિધિ ચલાવી લેવી તે દંભ સમાન છે અને આપણી જાતને તેમ જ બીજાને ભ્રમમાં નાખવાના પ્રયત્ન સમાન છે.

'મારા મૃત્યુ પછી મારા દેહનો અગ્નિસંસ્કાર થાય તેમ હું ઇચ્છું છું. જો હું વિદેશમાં મૃત્યુ પામું તો મારા દેહનો અગ્નિસંસ્કાર ત્યાં જ કરવો અને મારાં અસ્થિફૂલ અલ્લાહાબાદ લાવવાં. આમાંથી થોડાંક અસ્થિફૂલ ગંગા નદીમાં પધરાવવાં અને બાકીનાંનું નીચે જણાવ્યા પ્રમાણે વિસર્જન કરવું. મારાં અસ્થિફૂલોને બિલકુલ જાળવી રાખવાં નહીં.

'મારાં થોડાંક અસ્થિફૂલ અલ્લાહાબાદ ખાતે ગંગા નદીમાં પધરાવાની મારી ઇચ્છા પાછળ કોઈ ધાર્મિક ભાવના રહેલી નથી. આ બાબતમાં હું કોઈ ધાર્મિક લાગણી ધરાવતો નથી.

'છેક મારા શૈશવકાળથી હું અલ્લાહાબાદની ગંગા અને જમના નદી સાથે સ્નેહભાવથી બંધાયો છું અને હું જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ આ સ્નેહબંધન પણ દૃઢ થતું ગયું છે. બદલાતી ઋતુઓ સાથે એમનાં પલટાતાં રૂપો મેં નિહાળ્યાં અને માણ્યાં છે તેમ જ યુગોથી તેમની સાથે સંકળાયેલાં તથા એમના વહેતા જળપ્રવાહના અંગરૂપ બની ગયેલાં ઇતિહાસ, દંતકથા, પરંપરાઓ, સંગીત અને કથનીઓનો મેં અનેક વાર વિચાર કર્યો છે.

'ખાસ કરીને ગંગા ભારતની પ્રજાની પ્યારી અને માનીતી નદી છે. એની આસપાસ અનેક વંશો અને જાતિ-

એનાં સંભારણાં, એની આકાંક્ષાઓ, એના ભયો, એનાં વિજયગાન, એના જય-પરાજયની વાતો ગૂંથાયેલાં છે. એ મને અત્યંત પ્યારા હિમાલયનાં હિમાચ્છાદિત ઉન્નત શૃંગો અને તેની ઊંડી ખીણોની યાદ આપે છે તેમ જ જ્યાં મારા જીવન અને કાર્યનું ઘડતર થયું છે તેવા ભારતના ગંગાખીણના સમૃદ્ધ અને વિશાળ પ્રદેશોની સ્મૃતિ મને તાજી કરાવે છે.

'પ્રભાતના સૂર્યપ્રકાશમાં સ્મિત વેરતી અને નૃત્ય કરતી તથા સંધ્યાની પથરાતી છાયામાં ધીરગંભીર, ગમગીન અને રહસ્યમય લાગતી, શિયાળામાં એક ક્ષીણ, સાંકડા, મંદ અને મનોહર સ્રોતસમી તથા ચોમાસામાં ભયંકર ગર્જના કરતી, સાગર જેવા વિશાળ પટ ધરાવતી અને કંઈક અંશે સાગર જેવી જ સંહારશક્તિ ધરાવતી ગંગા મારે મન હમેશાં વર્તમાનમાં વહેતા તથા ભાવિના મહાન મહાસાગરમાં ભળી જતા ભારતના ભૂતકાળનાં પ્રતીક અને સ્મૃતિ સમાન બની રહી છે.

'અને, જોકે મેં ભૂતકાળની ઘણી પરંપરા, રૂઢિ ને રીત-રિવાજોનો ત્યાગ કર્યો છે, અને ભારતના લોકોને જકડતી અને બંધનમાં રાખતી તેમ જ તેમને વિભક્ત કરતી, બહુસંખ્ય લોકોનું દમન કરતી તથા તેમના દેહ અને આત્માના મુક્ત વિકાસને રૂંધતી તમામ શૃંખલાઓને ભારત ફગાવી દે એમ હું ઇચ્છું છું, છતાં હું મારી જાતને ભૂતકાળથી સંપૂર્ણપણે અળગી કરી નાખવા ચાહતો નથી.

'આપણો એ ભવ્ય વારસો હતો અને તે માટે હું ખૂબ ગૌરવ ધરાવું છું તથા આપણા સર્વની જેમ હું

મારી જાતને ઇતિહાસના ઉષઃકાળ સુધી લંબાતી ભારતના અનાદિ ભૂતકાળની અખંડ સાંકળની એક કડીરૂપ સમજું છું. હું એ સાંકળ છિન્નભિન્ન કરવા ઇચ્છતો નથી, કારણ કે હું એને મૂલ્યવાન લેખું છું અને તેમાંથી પ્રેરણા મેળવું છું.

'અને તેથી મારી આ ઇચ્છાની સાક્ષી તરીકે તેમ જ ભારતના સાંસ્કૃતિક વારસાને મારી અંતિમ શ્રદ્ધાંજલિ તરીકે, હું એવી વિનંતી કરું છું કે મારાં થોડાંક અસ્થિફૂલનું અલ્લાહાબાદમાં ગંગા નદીમાં વિસર્જન થાય, જેથી કરીને એ ભારતનાં ચરણ પખાળતા મહાસાગરમાં ભળી જાય.

'પરંતુ મારાં મોટા ભાગનાં અસ્થિફૂલનું વિસર્જન બીજી રીતે કરવું. હું ઇચ્છું છું કે, એ અસ્થિફૂલ એક વિમાનમાં ખૂબ ઊંચે લઈ જવામાં આવે અને ત્યાંથી, જે ખેતરોમાં ભારતના કિસાનો પસીનો વહાવી રહ્યા છે તે ખેતરો ઉપર વેરવામાં આવે, જેથી કરીને એ ભારતની ધૂળ અને ધરતી સાથે એકરૂપ બની જાય તથા ભારતના અવિભાજ્ય અંગરૂપ બની જાય.'

## ૧૦૦

## 'આપણે એમને પાત્ર બનીએ!'

૩૦મી જાનેવારી ૧૯૪૮ના દિવસે સાંજે પાંચ વાગ્યાના શુમારે નાથુરામ ગોડસેએ બાપુજીને ગોળી મારી, તે વખતે વડાપ્રધાન જવાહરલાલ નેહરુ સચિવાલયમાં પોતાના કાર્યાલયમાં કાર્યરત હતા.

બિરલા ભવનમાંથી ફોન આવ્યો. તે વખતના જવાહરના કેબિનેટ સેક્રેટરી શ્રી એચ. વી. આર. આયંગરે ટેલિફોન ઉપાડયો.

બાપુજીને ગોળી મારવાના દુઃખદ સમાચાર સાંભળીને આયંગરજી તરત જ જવાહર પાસે દોડી ગયા અને આ સમાચાર ભારે દિલે એમણે વડા પ્રધાનને સંભળાવ્યા.

એક ક્ષણ જવાહરે એમની સામે તાકીને જોયુ, અને પછી ટોપી પહેરતાં કહ્યુ: "ચાલો, આપણે જઈએ"

ખુરશીમાંથી ઊભા થતાં થતાં જવાહરે પૂછયું: "એમની સ્થિતિ ગંભીર છે?"

આયંગરજીએ જવાબમાં કહ્યુ: "મને કહેતાં દુઃખ થાય છે કે તેઓ છેલ્લો શ્વાસ લઈ રહ્યા છે અથવા તેઓએ દેહ છોડી દીધો છે!"

જવાહર મૌન રહ્યા. જેટલી ઝડપે જઈ શકાય એટલી ઝડપે તેઓ બિરલા ભવન પહોંચી ગયા

બિરલા ભવને પહોચ્યા પછી, અને ગાંધીજીના મૃતદેહને નિહાળ્યા પછી, જવાહર પોતાની જાતને જ જાણે કે ભૂલી ગયા.

બિરલા ભવનના કંપાઉન્ડમા અને બહાર રસ્તા ઉપર લોકોની મેદની વધ્યે જતી હતી, દરવાજા બંધ કરી દેવામાં આવ્યા હતા; અને એકઠા થતા ટોળાને શાત રહેવા અને ધૈર્ય ધારણ કરવાની વિનતી કરાયે જતી હતી

ત્યાં તો જવાહર દીવાલ પાસેની એક ઊંચી જગા ઉપર ચડી ગયા!

આ ટોળામાં કદાચ હજુ કોઈ એવું હોય કે જે વડાપ્રધાન જવાહરલાલજીનું ખૂન કરવાની તક જોઈ રહ્યો હોય — એ બીકે પોલીસ અધિકારીઓએ એમને વાર્યા; પરંતુ એ બધું અવગણીને જવાહર જ્યાં હતા ત્યાં, કોઈ પણ માણસ નિશાન તાકી શકે એ રીતે, કેટલીય વાર સુધી ઊભા રહ્યા.

પછી તો પ્રધાનો આવ્યા, અન્ય પોલીસ અધિકારીઓ આવ્યા; અને સ્મશાનયાત્રાની વ્યવસ્થા કઈ રીતે કરવાની છે એની ચર્ચા ચાલી.

એ દરમિયાન એવો નિર્ણય લેવામાં આવ્યો કે, પંડિતજીએ તે જ સમયે રાષ્ટ્રજોગું વાયુ-પ્રવચન કરવું. આ વાયુ-પ્રવચન માટે વિચાર કરવાનો જવાહરની પાસે પૂરતો સમય પણ કયા હતો ?

જવાહર પોતાની મોટરમાં બેસીને 'આકાશવાણી'ના મથક પર પહોંચી ગયા. મોટરમાં તેઓ ખૂબ અસ્વસ્થ હતા.

જ્યારે જવાહર માઇક્રોફોન સામે બેઠા અને રાષ્ટ્રજોગું વાયુપ્રવચન શરૂ કર્યું ત્યારે, 'કયુ વાકય કઈ રીતે યોગ્ય બની રહેશે એવી કંઈ પણ પૂર્વતૈયારી સિવાય અંતરના ઊંડાણમાંથી જવાહર જાણે બોલી રહ્યા હોય એમ સૌને લાગ્યું.

એ વાયુપ્રવચન દ્વારા જવાહરે રાષ્ટ્રપિતા ગાંધીજીને જે ભવ્ય અંજલિ આપી છે એ અન્જલિ અંગ્રેજી ગદ્યનો એક ઉત્તમમાં ઉત્તમ નમૂના રૂપે આજે ગણાય છે. આ રહ્યું એ ભાવભર્યું પ્રવચન :—

"મિત્રો અને સાથીઓ, આપણા જીવનમાંથી પ્રકાશ અદૃશ્ય થયો છે અને સર્વત્ર અંધકાર છવાયો છે. મને ખબર નથી કે, તમને શું કહેવું અને કેવી રીતે કહેવું. આપણા પ્યારા નેતા, જેને આપણે બાપુ કહેતા તે રાષ્ટ્રપિતા, હવે આપણી વચ્ચે નથી!

"કદાચ એમ કહેવામાં હું ખોટો છું. આમ છતાં, આ ઘણાં વર્ષો સુધી આપણે એમને જોયા છે તેવા ફરી જોઈશું નહીં. આપણે સલાહ માટે એમની પાસે દોડી જશું નહીં અને તેમનું આશ્વાસન પામીશું નહીં. મારા એકલા માટે જ નહિ, આ દેશના લાખો કરોડો લોકો માટે આ એક દારુણ ફટકો છે. હું કે અન્ય કોઈ આપને જે બીજી કોઈ સલાહ આપી શકીએ તે વડે એ ઘાને હળવો બનાવવાનું કઠિન છે.

"પ્રકાશ બુઝાઈ ગયો છે એમ મેં કહ્યું, અને છતાં હું ખોટો છું. કારણ આ દેશમાં ઝળહળી ઊઠેલી એ કોઈ સામાન્ય જ્યોતિ ન હતી. આ અનેક વર્ષો સુધી આ દેશને અજવાળનાર એ પ્રકાશ ઘણાં વધુ વર્ષો સુધી આ દેશને અજવાળશે અને હજાર વર્ષ પછી પણ એ પ્રકાશ આ દેશમાં જોઈ શકાશે અને જગત એ જોશે અને અગણિત હૃદયોને એ શાતા આપશે. કારણ એ પ્રકાશ સમકાલીન વર્તમાન કરતાં કંઈક વિશેષનું પ્રતીક હતો. જીવંત અને શાશ્વત સત્યોનો એ પ્રતિનિધિ હતો. આપણને સન્માર્ગે દોરતો, ભૂલભર્યાં માર્ગેથી પાછાં વાળતો એ આ પ્રાચીન રાષ્ટ્રને સ્વાતંત્ર્ય બક્ષી ગયો.

વસ્તુ સ્મરણમાં રાખીને આપણે એક બળવાન અને કૃતનિશ્ચયી પ્રજા તરીકે વર્તવાનું છે.

"એટલે આપણે એ પ્રમાણે ન કરવું જોઈએ; પણ તેનો અર્થ એવો નથી થતો કે આપણે નિર્બળ રહેવું. ઊલટાનું આપણે બળ અને એકતા સાધીને આપણી સામેની મુશ્કેલીઓનો સામનો કરવો જોઈએ. આપણે સંગઠિત બની રહેવું જોઈએ અને આ મહાન સંકટને સમયે આપણાં બધાં ક્ષુલ્લક વિવાદો, સંઘર્ષો અને મુશ્કેલીઓનો અંત આણવો જોઈએ. એક મહાન આફત એ જીવનની મહાન બાબતોને યાદ કરવાનું અને જે વિષે બહુ સ્ચાપચ્ચા રહીએ છીએ તે નાની વસ્તુઓને વિસારી દેવાનું આપણે માટે પ્રતીક બની રહે છે. ગાંધીજીએ એમના મૃત્યુ દ્વારા જીવનની મહાન વસ્તુઓનું, જીવંત સત્યનું આપણને સ્મરણ કરાવ્યું છે અને આપણે જો તે યાદ રાખીશું તો ભારત કલ્યાણને માર્ગે હશે......."

ત્યાર બાદ બીજી ફેબ્રુઆરી ૧૯૪૮ના રોજ જવાહરે નવી દિલ્હીમાં બંધારણસભા સમક્ષ મનનીય પ્રવચન કરતાં કહ્યું હતું:

"આ ગૃહમાં, વિદેહ પામેલી મહાન વ્યક્તિને કંઈક અંજલિ અર્પવી, પ્રશંસા અને આશ્વાસનના થોડા શબ્દો કહેવા એવી પ્રણાલી છે.

"આ પ્રસંગે મારા માટે કે ગૃહના અન્ય સભ્યો માટે બહુ બોલવાનું સુઘટિત ગણાય કે કેમ તે વિષે મારા મનમાં અંદેશો છે. કારણ આપણા સૌથી મહાન ખજાનાનું રક્ષણ

કરવામાં આપણે નિષ્ફળ નીવડ્યા તેની એક વ્યક્તિ તરીકે અને ભારત સરકારના વડા તરીકે હું ઊંડી શરમ અનુભવું છું!

"છેલ્લા ઘણા મહિનાઓમાં અનેક નિર્દોષ સ્ત્રી, પુરુષ અને બાળકને રક્ષણ આપવામાં આપણી નિષ્ફળતા જેવી જ આપણી આ નિષ્ફળતા છે. કદાચ એમ હશે કે આપણે માટે કે કોઈ પણ સરકાર માટે આ બોજ અને આ કાર્ય ગજા બહારનાં હતાં. ગમે તેમ પણ એ નિષ્ફળતા છે. અને આજે, જેમના પર આપણે અમાપ પ્રેમ અને માન વરસાવ્યાં એ મહા-માનવને આપણે તેમને પૂરું રક્ષણ નહિ આપી શકતાં ગુમાવી બેઠા એ હકીકત આપણે બધાંને માટે શરમની વાત છે!

"એમની સામે એક ભારતીય જને હાથ ઉપાડ્યો એ વાતની એક ભારતીય તરીકે હું શરમ અનુભવું છું. એક હિંદુએ આ કૃત્ય કર્યું એ વિષે એક હિંદુ તરીકે હું શરમ અનુભવું છું. આજના સર્વશ્રેષ્ઠ ભારતીય જન સામેનું અને આ યુગના મહાન હિંદુ સામેનું એ કૃત્ય હતું.

"આપણે લોકોની સુંદર શબ્દોમાં પ્રશંસા કરીએ છીએ અને મહાનતા માટેનું અમુક માપ પણ આપણી પાસે છે. આપણે એમની કેવી રીતે પ્રશંસા કરીશું અને કયા માપદંડથી એમને મૂલવશું? કારણ આપણી જેમ એ સામાન્ય માટીના ન હતા. તેઓ આવ્યા, પ્રમાણમાં દીર્ઘ જીવન જીવી ગયા અને વિદાય થયા.

"આ ગૃહમાં પ્રશંસાના આપણા કોઈ શબ્દોની જરૂર નથી. કારણ ઇતિહાસમાં જીવતે જીવ કોઈને મળી

હશે તેથી વિશેષ પ્રશંસા એમને જીવનમાં મળી ચૂકી છે. અને મૃત્યુ બાદ આ છેલ્લા બે કે ત્રણ દિવસો દરમિયાન જગતની શ્રદ્ધાંજલિ એમને સાંપડી છે.

"આપણે એમાં શું ઉમેરી શકીશું? આપણે એમનાં બાળકો છીએ અને કદાચ તેમનાં સંતાનો કરતાંયે વધુ અંગતપણે તેમની સાથે સંકળાયેલાં રહ્યાં છીએ. કારણ આપણી પાત્રતા ન હોવા છતાંયે આપણે બધાં વત્તેઓછે અંશે એમનાં માનસસંતાનો છીએ. એવા આપણે એમની કઈ રીતે પ્રશંસા કરી શકીએ?

"એક ઉજ્જ્વળ ભવ્યતા વિલીન થઈ છે અને આપણા જીવનને હૂંફ અને ઉજાશ આપતો સૂરજ અસ્ત પામ્યો છે અને ઠંડી તથા અંધકારમાં આપણે ધ્રૂજી રહ્યાં છીએ. છતાં, આપણે આ રીતે દુ:ખ અનુભવીએ એ એમને ન ગમે. અંતે તો, આ બધાં વર્ષોમાં આપણે જોયેલી એ ભવ્યતાએ, દૈવી આતશ ધરાવતા એ પુરુષે આપણને પણ પલટયાં છે — અને આપણે જેવાં છીએ તેવાં, આ વર્ષો દરમિયાન એમને જ હાથે ઘડાયાં છીએ; અને એ દૈવી આતશની ચિનગારી આપણામાંનાં ઘણાં પામ્યાં છે અને એના બળે જ થોડે અંશે એમણે આંકેલે માર્ગે આપણે કાર્ય કરી શકયાં છીએ. એટલે આપણે એમની પ્રશસા કરીએ તો આપણા શબ્દો ફિક્કા લાગશે અને એમની પ્રશંસા કરીએ એ અમુક પ્રમાણમાં આપણીયે પ્રશંસા હશે.

"મહાન અને આગેવાન પુરુષોનાં સ્મારકો કાંસા અને આરસ વડે રચાતાં હોય છે; પણ આ દેવાંશી માનવીએ એમના જીવનકાળમાં જ કરોડોનાં હૃદયમાં સ્થાન મેળવ્યું હતું જેથી કરીને આપણે બધાં અમુક પ્રમાણમાં એમની જ માટીનાં બન્યાં છીએ, અલબત્ત અતિ અલ્પ અંશમાં. આ રીતે સમગ્ર ભારત સાથે એ એકરૂપ બન્યા છે. માત્ર મહેલો કે પસંદગીનાં સ્થળો યા સભામંડપોમાં જ નહિ પણ દલિતો અને પીડીતોના પ્રત્યેક ઘર અને ઝૂંપડામાં પણ એ પ્રવેશ્યા છે. કરોડો લોકોનાં હૃદયમાં એ જીવે છે અને અનંત યુગો સુધી એ જીવતા રહેશે.

"એટલે આ પ્રસંગે વિનમ્રતા અનુભવવા સિવાય વિશેષ આપણે શું કહી શકીએ? એમની પ્રશંસા કરવાની આપણી પાત્રતા નથી, કારણ કે આપણે એમને પૂરી રીતે અનુસરી શકતા નથી. આપણી પાસેથી એમણે જ્યારે કાર્ય, શ્રમ અને બલિદાનની માગણી કરી છે ત્યારે કેવળ શબ્દોનો અર્ઘ્ય અર્પી બેસી રહેવું એ એમને લગભગ અન્યાય કરવા જેવું છે.

"છેલ્લાં ત્રીસ કે વધુ વર્ષોથી આ દેશને તેમણે મહદ્ અંશે ઘડયો છે અને ત્યાગની બાબતમાં અન્યત્ર કદી જોવા મળી નથી તેવી પરિસીમાએ એને લઈ ગયા છે. એમાં એ સફળ થયા, પણ છેવટે એવી ઘટનાઓ બની જેનાથી નિ:શંક એમને અપાર યાતના વેઠવાનું આવ્યું.

"પણ એમના મૃદુ ચહેરા પરનું એ સ્મિત કદી વિલાયું નહિ અને કોઈના પ્રત્યે કદી કટુ શબ્દ બોલ્યા નહિ.

છતાં, એમણે ખૂબ સહન કર્યું હોવું જોઈએ — એમણે જેને પલોટી હતી તે પેઢીની નિષ્ફળતા માટે. એમણે આપણને બતાવેલા માર્ગેથી આપણે ચલિત થયાં એ માટે એમણે સહન કર્યું. અને છેવટે એમના જ એક બાળકના હાથે — કારણ કે કોઈ પણ હિંદીના જેટલો જ એ પણ એમનો બાળક છે — એમનો ઘાત થયો!

"યુગો પછી ઇતિહાસ આપણા આ સમયનું મૂલ્યાંકન કરશે. સફળતા અને નિષ્ફળતાનું એ સરવૈયું કાઢશે. આપણે તેની એટલા નજીક છીએ કે તેના યોગ્ય ન્યાયાધીશ બની શકીએ નહીં, તેમ જ જે બન્યું છે અને જે બન્યુ નથી તેની સમજણ પામી શકીએ નહીં. આપણે એટલુ જ જાણીએ છીએ કે એક ભવ્યતા હતી અને તે હવે નામશેષ બની છે. આપણે એટલુ જ જાણીએ છીએ કે ક્ષણભર અંધકાર છવાયો છે, નિ:શંક એટલો બધો અંધકાર નહીં, કારણ કે આપણા અંતરમાં આપણે ડોકિયું કરીએ છીએ ત્યારે એમણે ત્યાં પ્રગટાવેલી જીવંત જ્યોતને આપણે હજી પણ જોઈ શકીએ છીએ. એ જીવંત જ્યોત હસ્તી ધરાવતી હશે તો આ ભૂમિમાં અંધકાર નહિ હોય અને આપણા પ્રયાસો વડે, એમને યાદ કરતા રહીને અને એમણે દાખવેલા માર્ગને અનુસરીને આપણે પુન: આ ધરતીને અજવાળવા શક્તિમાન બનીશું. આપણે નાનાં છીએ એ ખરું, પણ એમણે પ્રગટાવેલી ચિનગારી હજી ધરાવીએ છીએ.

"તેઓ કદાચ ભૂતકાલીન ભારત અને ભાવિ ભારતના સૌથી મહાન પ્રતીક હતા. આપણે ભૂત અને ભાવિ વચ્ચે

વર્તમાનની જોખમી ધાર પર ઊભાં છીએ અને સર્વ પ્રકારનાં જોખમોનો આપણે સામનો કરી રહ્યાં છીએ. ક્યારેક આપણે શ્રદ્ધા ખોઈ બેસીએ છીએ, નિરાશામાં ડૂબી જઈએ છીએ, હૃદય અને મનથી હતોત્સાહ બનીએ છીએ; કારણ કે આપણે આદર્શોનો ધ્વંસ નિહાળીએ છીએ, જે મહાન વસ્તુઓની આપણે વાતો કરતાં તેને કેવળ શબ્દોના ખોખામાં જ રહેલી અનુભવીએ છીએ અને જીવન એક નવો જ વળાંક લે છે. છતાં, હું દઢપણે માનું છું કે કદાચ આ સમય ઘણી ઝડપથી પસાર થઈ જશે.

"આ સંત પુરુષ જીવનમાં તો મહાન હતા જ, મૃત્યુમાં એથીયે મહાન બન્યા છે. અને મને રજમાત્ર શંકા નથી કે જીવનભર જેની એમણે સેવા કરી એ મહાન ધ્યેયની પોતાના મૃત્યુ વડે પણ એમણે સેવા જ કરી છે.

"આપણે અફસોસ કરીએ છીએ. આપણે એમને માટે હંમેશાં વિલાપ કરતાં રહીશું. કારણ કે આપણે માનવ છીએ અને આપણા પ્યારા ગુરુને વીસરી શકતાં નથી. પણ હું જાણું છું કે આપણે એમનો શોક કરીએ એમ તે ઇચ્છતા નહોતા. એમનાં તદ્દન નજીકનાં અને સૌથી પ્રિય માણસોનાં મૃત્યુવેળાએ પણ એમની આંખોમાં આંસુ આવ્યાં નથી. સખત પરિશ્રમનો, પોતે અપનાવેલા મહાન ધ્યેયની સેવાનો દઢ નિરધાર જ એમણે કર્યો છે, એટલે આપણે કેવળ શોકાકુલ રહીશું તો તેઓ આપણને ઠપકો આપશે. તેમને શ્રદ્ધાંજલિ અર્પવાનો એ બહુ નબળો માર્ગ છે.

"એક માત્ર માર્ગ આપણું વર્તન યોગ્ય રીતે રાખવાનો, આપણો નિરધાર વ્યક્ત કરવાનો અને નવેસરથી પ્રતિજ્ઞા લેવાનો તથા એમણે જે ભગીરથ કાર્ય ઉપાડેલુ અને જે મહદ્ અંશે એમણે પાર પાડ્યું છે તે મહાન કાર્ય માટે આપણી જાતને પુન: સમર્પિત કરવાનો છે. એટલે આપણે કાર્ય કરવાનું છે, શ્રમ કરવાનો છે, બલિદાન આપવાનું છે અને એ રીતે કંઈ નહિ તો અમુક અંશે તેમના સાચા અનુયાયી ઠરવાનું છે.

"આપણી વચ્ચેથી ચાલ્યા ગયેલા આ મહાન ગુરુનો આપણે જ્યારે વિચાર કરીએ ત્યારે કાર્ય અને શ્રમ અને બલિદાનની ભાષામાં જ, અનિષ્ટ જ્યાં જ્યાં નજરે પડે ત્યાં તેની સામે લડવાની ભાષામાં, એમણે આપણી સમક્ષ ધરેલા સત્યને વળગી રહેવાની ભાષામા જ એ વિચાર કરીએ અને આપણે એમ કરીશું તો, આપણે ગમે તેટલાં અપાત્ર હોઈશું તોપણ આપણે આપણી ફરજ બજાવી હશે અને તેમના આત્માને યોગ્ય અંજલિ અર્પી હશે.

"તેઓ ચાલ્યા ગયા છે અને ભારતભરમાં એકાકી બની ગયાની, વિખૂટા પડી ગયાની લાગણી પ્રસરી છે. આપણે બધાં એ લાગણી અનુભવીએ છીએ અને એને ક્યારે દૂર કરી શકીશું તે હું જાણતો નથી. અને છતાં એ લાગણીની સાથોસાથ એ મહાન પુરુષની સાથે જોડાવાનું આપણી પેઢીને સદ્‌ભાગ્ય સાંપડ્યું એવી સગૌરવ આભારની લાગણી પણ જાગે છે.

"આગામી યુગોમાં, આપણી પાછી સદીઓ અને કદાચ યુગાતરોને અંતે, લોકો આ સંત પુરુષ જ્યારે આ પૃથ્વી પર વિચર્યાં એ પેઢી વિષે વિચાર કરશે અને આપણા વિષે પણ વિચાર કરશે, કારણ ગમે તેવા લઘુ છતા આપણે એમના માર્ગને અનુસરી શકયાં હતા અને એમનાં પગલાથી પાવન થયેલી ભૂમિ પર ફરી શકતા હતાં.

"આપણે એમને પાત્ર બનીએ!"

---

## ગૂજરાત વિદ્યાપીઠનાં કેટલાંક નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. શ્રીમદ્ રાજચંદ્ર અને ગાંધીજી | સં. મુકુલભાઈ કલાર્થી | ૧.૭૫ |
| ૨. સહકારી સમાજ | વૈકુંઠભાઈ મહેતા<br>અનુ૦ સરલાબહેન શાહ | ૧.૭૫ |
| ૩. ગ્રામ તપાસ પદ્ધતિ | ડૉ. ચીન પાઓ ચાંગ<br>અનુ૦ સરલાબહેન શાહ | ૨.૫૦ |
| ૪. સ્વામી વિવેકાનંદની વાતો | સં. નિરંજના કલાર્થી | ૧.૭૫ |
| ૫. આદિવાસીઓના પ્રશ્નો | સં. વિમલ શાહ | ૪.૦૦ |
| ૬. આલ્બર્ટ સ્વાઇત્ઝર | મોહનભાઈ પટેલ | ૧.૭૫ |
| ૭. અંકગણિત શીખવવાની પદ્ધતિ ખંડ ૨-૩ | મોહનલાલ પચોળી | ૫.૦૦ |
| ૮. બડે આદમીઓંકી બાતેં | મુકુલભાઈ કલાર્થી<br>અનુ૦ અંબાશંકર નાગર | ૧.૦૦ |
| ૯. સંસ્કૃત-ગુજરાતી વિનીત કોશ | સં. ગોપાળદાસ પટેલ | ૧૦.૦૦ |
| ૧૦. સ્વરાજ ક્યા હૈ? | મગનભાઈ દેસાઈ<br>અનુ૦ નિર્મળા પરલીકર | ૦.૬૦ |
| ૧૧. ભક્તરાજ | મુકુલભાઈ કલાર્થી<br>અનુ૦ મણીભાઈ પટેલ | ૧.૦૦ |
| ૧૨. અનુભવનાં મોતી | મગનભાઈ જો. પટેલ | ૦.૫૦ |
| ૧૩. ઍલેક્ઝાન્ડર ફ્લેમિંગ | બંસીધર ગાંધી | ૧.૨૫ |
| ૧૪. વૈદિક પાઠાવલિ | સ. રસિકલાલ પરીખ | ૧૨.૦૦ |
| ૧૫. દોઢ સદીનો આર્થિક ઇતિહાસ | વિઠ્ઠલદાસ કોઠારી | ૪.૦૦ |
| ૧૬. પ્રવેશિકા | મગનભાઈ દેસાઈ<br>સં. મુકુલભાઈ કલાર્થી<br>ગોપાળદાસ પટેલ | ૪.૦૦ |
| ૧૭. હિંદીના વિકાસમાં ગુજરાતીઓનો ફાળો | જનક મ. દવે | ૩.૦૦ |
| ૧૮. ગુરુદેવની શિક્ષણસાધનાની ઝાંખી | મુકુલભાઈ કલાર્થી | ૦.૬૫ |
| ૧૯. આચાર્યોના અનુભવો | ચન્દ્રકાન્ત ઉપાધ્યાય | ૧.૦૦ |
| ૨૦. બહેરાં-મૂંગાંના શિક્ષણનો ઇતિહાસ | બંસીધર ગાંધી | ૨.૦૦ |

| | | |
|---|---|---|
| ૨૧. સાર્થ ગુજરાતી જોડણી કોશ (પાંચમી આવૃત્તિ) | | ૨૦.૦૦ |
| ૨૨. ગુજરાતી – ભીલી વાતચીત | શાન્તિભાઈ આચાર્ય | ૨.૦૦ |
| ૨૩. સરદારશ્રીની પ્રતિભા ભા. ૨ | મુકુલભાઈ કલાર્થી | ૦.૬૫ |
| ૨૪. બાપુજીની વાતો ભા. ૧ | ” ” | ૦.૫૦ |
| ૨૫. હિંદી બાલપોથી | સં. ગિરિરાજ કિશોર | ૦.૭૦ |
| ૨૬. ગાંધીજીની જીવનદૃષ્ટિ | મોરારજીભાઈ દેસાઈ | ૦.૭૫ |
| ૨૭. ગાંધીજીકી જીવનદૃષ્ટિ | ” ” | ૦.૭૫ |
| ૨૮. હિંદી બોલચાલ | સં. ગિરિરાજ કિશોર | ૧.૦૦ |
| ૨૯. દેશ્ય શબ્દકોશ | સં. ભરતરામ ભા. મહેતા | ૦.૭૫ |
| ૩૦. સમૂહજીવનનો આચાર | બબલભાઈ મહેતા | ૨.૦૦ |
| ૩૧. ઉપનયન | મોહનભાઈ શં. પટેલ | ૪.૦૦ |
| ૩૨. કવિજીવન | સં. મોહનભાઈ શં. પટેલ | ૧.૫૦ |
| ૩૩. ગ્રામોદ્યોગની વિચારધારા અને અર્થશાસ્ત્ર | વિઠ્ઠલદાસ કોઠારી અને અન્ય | ૪.૫૦ |
| ૩૪. ભીલી–ગુજરાતી શબ્દાવલિ | શાન્તિભાઈ આચાર્ય | ૧.૫૦ |
| ૩૫. ગુજરાતના આદિવાસીઓ | વિમલભાઈ શાહ | ૮.૦૦ |
| ૩૬. ગુજરાતના દૂબળાઓ | પી. જી. શાહ<br>અનુ૦ પી. સી. શાહ | ૩.૫૦ |
| ૩૭. કચ્છી શબ્દાવલિ | શાન્તિભાઈ આચાર્ય | ૪.૦૦ |
| ૩૮. ” ” (પાકું પૂઠું) | ” ” | ૪.૫૦ |
| ૩૯. સમૂહશ્રાદ્ધ | સં. વિમલ શાહ અને અન્ય | ૧૦.૦૦ |
| ૪૦. કુલપતિજીકે ભાષણ | ગાંધીજી<br>અનુ૦ સોમેશ્વર પુરોહિત | ૨.૦૦ |
| ૪૧. અભિનયદર્પણ | ડૉ. પનુભાઈ ભટ્ટ | ૬.૦૦ |
| ૪૨. સાહિત્યની પરિભાષા | ડૉ. ઉપેન્દ્ર ભટ્ટ | ૨.૦૦ |